# સદ્ભાવભરી સહાય

પ. પૂ. મહાત્મા શ્રી યોગેશ્વરજી અને પ. પૂ. મા શ્રી સર્વેશ્વરીની પુનિત કૃપાનો પુણ્ય પ્રવાહ એટલે અધ્યાત્મને સદ્ભાવભરી સહાય—એવું લાગ્યાં કરે છે. લોક હૃદયમાં અધ્યાત્મએ જે રીતે પ્રવેશ કર્યો છે, તેના લીધે જ એ સહાય મળતી રહે છે. પ્રભુ ને ગુરુદેવશ્રી જ સહુને પ્રેરણા કરે છે. છેલ્લે મળેલ સહાયની વિગત નીચે પ્રમાણે છેઃ—

રૂા.

૨૫૧ શ્રી છગનભાઇ ત્રિભોવનદાસ, સુરત.

૨૫ શ્રી પિયૂષભાઇ રાવલનો પુત્ર ભાવેશ ધોરણ દસમાં ઉત્તીર્ણ થતાં.

૧૦૧ શ્રીમતી વિમળાબેન ઉપાધ્યાય, ભાવનગર તરફથી સ્વ. શ્રી ચંચળબેન ભાવસારના આત્માની શાન્તિ નિમિત્તે.

૧૦૧ જાની હરિશ્ચંદ્ર હરજીવનદાસ, મુંબઇ—પુત્રી પારૂલના લગ્ન નિર્વિઘ્ને પતતાં.

૫૧ આનંદીબેન હરિશ્ચંદ્ર હરજીવનદાસ, મુંબઇ—છૂટો પડી ગયેલો બાળક કુશળક્ષેમ ઘરે આવતાં.

૫૧ ખોવાયેલી વસ્તુ પૂ. મા—પ્રભુની કૃપાથી મળી જતાં.—હા. આનંદીબેન હ. જાની.

૧૦૧ શ્રી મનસુખલાલ કાનજીભાઇ સારંગ, સુરત—પુત્રી નેહલને સારી રીતે નોકરી મળી તે બદલ.

૧૦૧ શ્રી નરેન્દ્રભાઇ કાન્તિલાલ સોની, વડોદરા—પુત્રી હીરાના લગ્ન નિમિત્તે.

(અનુસંધાન અંદરના પાના ૨૬ ઉપર)




# અધ્યાત્મ

આધ્યાત્મિક વિકાસની નવી જ ક્ષિતિજ ખોલતું ગુજરાતી માસિક
છૂટક નકલ ૨-૦૦ વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૧૫-૦૦
વિદેશમાં રૂ. ૧૨૫-૦૦ (વિમાનથી)

- સંસ્થાપક પ. પૂ. યોગેશ્વરજી સર્વમંગલ ચેરીટેબલ ટ્રસ્ટ (રજી. અમદાવાદ).
- તંત્રી-સંપાદક શ્રી નારાયણ હ. જાની.
- સહસંપાદકો શ્રી નાનુરામ દુધરેજીયા, શ્રી મણિભાઇ સી. શાહ.
- પ્રકાશન અને પ્રાપ્તિસ્થાન 'અધ્યાત્મ' પ્લોટ નં. ૧૬૮૮ બી. સરદાર નગર, ભાવનગર-૧
- તંત્રી, મુદ્રક અને પ્રકાશક નારાયણ હ. જાની. ફોન ૨૫૮૧૧
- મુદ્રણસ્થાન રાધેશ્યામ પ્રિન્ટીંગ પ્રેસ, ૫૩/૫૪ સી, બોરડીગેટ, ભાવનગર-૧

## લેખકોને નિમંત્રણ

- અધ્યાત્મમાં લેખો, ભજનો કે ગીતો મોકલાવવા લેખકોને નિમંત્રણ છે. અધ્યાત્મની ભાવનાને અનુરૂપ જ લેખો સ્વીકારવામાં આવશે.
- લખાણ કાગળની એક બાજુ ને સારા મોટા અક્ષરે લખેલું હોવું જરૂરી છે. બીજાં સામયિકોમાં પ્રસિદ્ધ થયેલ લેખોની નકલો ન મોકલાવવા વિનંતી છે.

## 'અધ્યાત્મ' અંગે સૂચનો

- ગ્રાહકોને ગ્રાહક નંબર સરનામા સાથે લખવામાં આવે છે તે નોંધી લેવો.
- 'અધ્યાત્મ' જો આપને ગમ્યું હોય તો આપના પરિચિત વર્ગમાં તેના ગ્રાહકો વધે તેવું આપ કરતાં રહેશો.
- 'અધ્યાત્મ' દર માસની દસમી તારીખે પ્રસિદ્ધ થશે. કોઇ કારણે એકાદ અઠવાડિયા સુધી અંક ન મળે તો સ્થાનિક ટપાલ કચેરીમાં તપાસ કર્યા પછી અત્રે જણાવવું. સિલિકમાં હશે તો જરૂર મોકલી આપશે.
- પત્રવ્યવહાર કરતી વખતે ગ્રાહક નંબર લખવાથી વધુ સરળતા રહેશે.
- 'અધ્યાત્મ' અંગે કોઇ સૂચનો કરવાના હોય તો નિઃસંકોચ કરવા અનુરોધ છે.
- દર મહિનાની તા. ૮ સુધીમાં જે ગ્રાહકોનાં નામ અત્રે મળી જશે, તેમને તા. ૧૦મી એ અંક રવાના કરવામાં આવશે.

# અનુક્રમણિકા





# અધ્યાત્મ

વરદ હસ્ત પ્રભુ તમારો, સદાય રહેજો જીવન સહારો
—મા સર્વેશ્વરી

વર્ષ : ૧૧ જુલાઇ–૧૯૯૧ અંક : ૧૦

## શ્રી યોગેશ્વર કથામૃત

મા સર્વેશ્વરી

**સંવત ૨૦૩૬, આસો સુદ દીવાળી, તા. ૭/૧૧/૮૦ શુક્રવાર**

ઋષિકેશથી અમે લગભગ ૧૦ વાગ્યે મસૂરી જવા નીકળ્યાં. પૂ. શ્રી વારંવાર યાદ કરવા લાગ્યા. માતાજી સાથે અમે ગમે તેવી ઠંડીમાં પણ સવારે સાડા ચાર વાગ્યે સ્નાન કરી લઇએ ને મસૂરી જવા નીકળી જ જઇએ. માતાજીમાં આળસ જરાપણ નહિ. અમારી ગાડીમાં શ્રી હરિ શ્રી મોહનલાલ પણ હતા.

બીજી ગાડી અકસ્માતનો ભોગ બની હતી તે અમારી બીજી ગાડી સાથે આજે રીપેર થઇ ગઇ હતી. તેથી તે ગાડી પણ યાત્રામાં જોડાઇ થઇ. દહેરાદૂન આવી ગયા.

પૂ. શ્રીના એક બ્રાહ્મણ ભક્ત સજ્જન બંગાળી સ્વીટશોપના

માલિક શ્રી લલિતાપ્રસાદની દુકાનની પાસે અમારી ગાડી આવીને ઉભી રહી. શ્રી મોહનલાલને પૂ. શ્રીએ એ દુકાનમાં ખબર કરવા મોકલ્યા. બીજી દુકાનમાં તે મહાનુભાવ હતા, ત્યાં ગયા.

શ્રી લલિતાપ્રસાદજી તરત જ રોડ પર આવ્યા. પૂ. શ્રીને પ્રણામ કર્યાં. ખૂબ નમ્ર, શ્રદ્ધાળુ સજ્જન હતા. તેમની સાથે પૂ. શ્રીએ વાતો કરી. સૌ ભક્તોને આ સજ્જન પ્રેમીભક્તે અલ્પાહાર કરાવ્યો. ખૂબ ખૂબ વાતો થઇ. અધ્યાત્મનો એક અંક તેમને આપ્યો. તેમણે કહ્યું, "હું કોઇક પાસે વંચાવીશ, મને ખૂબ રસ છે. એ સાંભળી અમને ખૂબ આનંદ થયો. શ્રી લલિતાપ્રસાદજીએ આવતીકાલનું ભોજન સૌ ભક્તો સાથે લેવાનું પ્રેમપૂર્વક આમંત્રણ આપ્યું, પછી વિદાય લીધી."

દહેરાદૂનથી મસૂરી આવવા નીકળ્યા. અમારી સાથેની બીજી ગાડી ૧૦–૧૧ કિ. મી. ઉપર બગડી, જેથી તેનાથી અમે છૂટા પડયા. પૂ. શ્રીએ માર્ગમાં કહ્યું "તેઓ આપણી સાથે જ છે. એટલે આવી જશે. પ્રભુ રક્ષા કરશે."

અમારી ગાડી માર્ગમાં એક ભયંકર અકસ્માતમાંથી ઉગરી ગઇ. સામેનું વાહન ખોટી રીતે અમારી ગાડી ઉપર જ આવતું હતું. રક્ષા થઇ.

મસૂરી બપોરે ૨–૦૦ કલાકે અમારી ગાડી આવી ગઇ. ઘણી ઘણી ઊંચાઇ ઉપર પહાડોના જલેબી જેવા આકારના માર્ગથી અમે આ અમારા પવિત્ર તીર્થસ્થાનમાં આવી ગયા. પૂ. શ્રી યોગેશ્વરજી જ્યાં છેલ્લાં ૨૨ વર્ષોથી (૧૯૫૮ થી) આવીને સૌથી વધારે (ચાર માસ) પ્રતિવર્ષ રહે છે, તો એ સ્થાન અમારે માટે તીર્થરૂપ પવિત્ર જ ગણાયને!

અહીં હિન્દી ભાષામાં વ્યવહાર હોવાથી પૂ. શ્રીને હિન્દીમાં બોલતા સાંભળવાનો લ્હાવો મળ્યો. આજના સત્સંગમાં પણ પૂ. શ્રીએ હિન્દીમાં નીચે મુજબનો વાર્તાલાપ આપ્યો.

दिवाली तो जीवनमें तभी होती है जब पवित्रता, सेवा और परमात्मासे संबंध जोडा जाता है। कुछ दिन नहि, सभी दिन होती रहे। दीपावलीमें दीपक जलाया जाता है। ज्योति है वो परमात्माका प्रतीक है। ज्योतिकीभी ज्योति परमात्मा है। अंदर शरीरमें आत्माकी ज्योति, बहार परमात्माकी वाचक ज्योति। उसको पहचानना। भीतरकी ज्योतिसे अनुसंधान करके परमात्माको पाना। दीपक जेसी रोशनी हमारे जीवनमें जगाने के लिए साधना करना। प्रेमका ज्ञान, पवित्रता, क्षमा, दयाका दीपक जलानेके लिणे हम संकल्प करें। बहारके दीपकसे ये प्रेरणा लेनी चाहिए। पर्वोंमें छीपी प्रेरणा पाने की अभी ताकत नहीं। इसलिए यंत्रवत् पर्व उगते और पर्व जाते रहते है।

प्रकाश स्वरूप परमात्मा को पहचानना, जो हमारे हृदयमें बिराजमान है। जीवन निर्मल बनने ललेगा। ज्योति का दर्शन करने की कोशिश करें। तब जीवनमें हंमेशकी दिवाली आ जायेगी। नहींतर होली जल रही है। होली को मीटाना दीवालीको मनाना।

दिवाली घरमें, कुटुम्बमें, समाजमें, एंसी मनायेंगे। दिवाली जैसा आनंद, शांति, सुख जीवनमें आ जायें। सभी पर्व जीवनसुधार की प्रेरणा देते हैं। लेकिन ये प्रेरणानुसार जीवनसुधार हो तो अच्छा है।

जीवनमें नूतनवर्ष आनेके लिए सेवाका संकल्प करना। जीवन शीलवान बनानेका संकल्प करे तो चमक आयेगी। सुवास पैदा करनेका संकल्प करे।

माताजी के साथ यहाँ हर साल आया करते थे। अब तो पार्थिव शरीर छोड गई। हँसते हँसते रही और हँसते हँसते चली। एसा जीवन हम भी बनाये की जब चलने की तैयारी हो तो हँसते हँसते चलें।

આજના સત્સંગમાં મસૂરીના પ્રેમીભક્ત સેવક શ્રી રતન-લાલજી પણ હતા, જેથી મારી વિનંતીથી પૂ. શ્રીએ હિન્દીમાં વાર્તાલાપ આપ્યો. વાર્તાલાપ બાદ શ્રી બાબુભાઈની મંડળીએ એક અદ્‌ભુત અનુભવ કહી સંભળાવ્યો. ત્યારબાદ શ્રી રતનલાલજીએ પોતાનો (પૂ. શ્રીનો ક્યારે પરિચય થયો, ગાંધીનિવાસની પૂ. શ્રી દ્વારા થતી સેવાની પ્રવૃત્તિનો) અનુભવ કહી સંભળાવ્યો. તે પહેલાં પૂ. શ્રીએ દૂધ લઈ લીધું. ત્યારબાદ શ્રી હરિએ પૂ. શ્રીની હોસ્પી-ટલમાં થયેલી સેવા અને ગુજરાતની પૂ. શ્રીની પ્રવૃત્તિઓ વિશે શ્રી રતનલાલજીને હિન્દીમાં વાતો કરી.

મસૂરી ખૂબ ઉંચાઈ પર સ્થાન છે. અહીં શાંતિ, સ્વચ્છતા જોવા મળે છે.

મસૂરીમાં પૂ. શ્રી દર વરસે જૂન, જુલાઈ, ઓગસ્ટ, સપ્ટે-મ્બર ચાર માસ પધારે છે. આ વરસ પહેલીવાર એવું છે જ્યારે પૂ. શ્રી ઓચિંતા મસૂરી પોતાની ભાવિક મંડળી સાથે પધારે છે.

મસૂરીની ધરતી ઉપર અમારી ગાડી આવી ઉભી રહી. ગાઈડો પોતાની હોટલમાં ઉતારાની વાતો કરવા લાગ્યા. ત્યાંજ તેમણે ગાડીમાં પૂ. શ્રીને જોયા. તરત જ વાતો બંધ કરી પૂ. શ્રીને પ્રણામ કર્યાં. ગાડી પાર્ક કરાવી. ખૂબ નમ્રતાથી વાતો કરી. માતાજી ક્યાં છે? આ પ્રશ્ન શરૂ થયો. પૂ. શ્રીએ ગંભીરતાથી પૂ. માતાજીનું શરીર શાંત થયું એ સમાચાર આપ્યા.

દહેરાદૂનથી મસૂરી આવવા નીકળ્યા ત્યારે શ્રી લલિતા-પ્રસાદજીએ મસૂરી ફોન કરીને ખબર આપી કે પૂ. શ્રી આવી રહ્યા છે. પરંતુ અહીંના પ્રેમી સેવક ભાઈઓ થોડા મોડા પડયા.

પૂ. શ્રી દર વખતે ગાંધીનિવાસ સોસાયટીમાં ઉતરે છે. પણ પૂ. શ્રીએ પોતાના રૂમો સરસ્વતી શિશુમંદિરને શિક્ષણકાર્યના ઉપયોગ માટે આપી દીધા હતા. તેથી આ વખતે નંદવીલા હોટલમાં ઉતરવાનું હતું. નંદવીલા હોટલના માલિક શ્રી રતનલાલજી છે. તેઓ પૂ. શ્રીના ભાવિક શ્રદ્ધાળુ ભક્ત અને ગાંધીનિવાસ સોસા-યટીના સેક્રેટરી છે.

આ સેક્રેટરી સાહેબ મોડા પડયા હોવાથી અમને માર્ગમાં જ મળી ગયા, પરંતુ અમે તો તેમનાથી અપરિચિત હતા, એટલે ઓળખી ન શક્યા. પૂ. શ્રીને ખૂબ નમ્રતાથી—ભાવથી પ્રણામ કર્યાં. એમની હોટલ આવી ગઈ. પૂ. શ્રી બહાર ખુરશી ઉપર બેઠા. અમે રૂમની ગોઠવણમાં રોકાઈ ગયા. હજી, બીજી ગાડી આવી ન હતી. રૂમની ગોઠવણી દરમ્યાન માર્ગમાંથી જોડાયેલા દહેરાદૂનવાળા લલિતાપ્રસાદજીના ભાઈ શ્રી વાચસ્પતિજી (ઈન્દ્ર રેસ્ટોરાં—મસૂરી) સાથે રતનલાલ વગેરે સૌ બેઠા. પૂ. શ્રીએ વાતો કરી. એ બંને સજ્જનોને ખૂબ આનંદ થતો હતો.

ગાંધીનિવાસ સોસાયટીના નાનકડા મેદાનમાં પ્રવેશતાં જ ગોળાકાર દ્વાર છે. તેની જમણીબાજુ योगेश्वरजीके प्रवचन चल रहे हैं। એવું બોર્ડ વાંચવા મળે છે. અંદર ગાંધીજીનું નાનકડું પૂતળું હતું. એની સાથે જ મકાન હતું, જેમાં પૂ. શ્રી રહેતા હતા.

શ્રી દાસ નામના એક ભાવિક બંગાળી સજ્જને પૂ. શ્રી માટે આ નિવાસસ્થાન બાંધ્યું હતું. પાછળથી ચોકીદાર આવ્યો જેથી પૂ.

શ્રીના નિવાસસ્થાનનાં દર્શન કર્યાં.

એક સાથે ત્રણ રૂમ. વળી રસોડું, બાથરૂમ—સંડાસ જુદા. સરસ નાનકડું એ નિવાસસ્થાન હતું. રૂમ ખોલીને પૂ. શ્રીએ માતાજીની સ્મૃતિ સાથે બધી સમજ આપી. હાલ તો વિદ્યાર્થીઓના ઉપયોગમાં એ જગા આવે એની પૂ. શ્રીએ જ રજા આપી હતી. એટલે શિક્ષણ સંસ્થા માટે ઉપયોગ થાય છે.

ક્યાં સરોડા ને ક્યાં મસૂરી! ક્યાં દેવપ્રયાગ ને ક્યાં ઋષિકેશ! ક્યાં જન્મ ને ક્યાં પ્રભુએ બેસાડયા! ક્યાં તપ કર્યું? સાચે જ એ બધો વિચાર કરીએ તો આશ્ચર્ય થાય એવું છે.

માર્ગમાં પૂ. શ્રીના પરિચિતો મળતા જાય. ગાંધીનિવાસ સોસાયટી એટલે, સામાન્ય અર્થમાં સોસાયટી ઘણા બંગલાઓનો સમૂહ નથી. એક મોટું મકાન જેમાં નીચે હોલ અને ત્રણ—ચાર રૂમો નીચેના ભાગમાં, એક દવાખાનું વિ. ચાલે છે. ઉપર પૂ. શ્રી નિવાસ કરે છે. ગાંધીનિવાસ સ્થાનની બાજુમાં જ પંજાબી ભાઈની દુકાન છે. બંને પિતાપુત્ર પૂ. શ્રીને ઓચિંતા માર્ગ ઉપર જોતાં જ દોડતા આવીને પ્રણામ કરે છે. પ્રસન્ન થાય છે. એઓએ માની લીધું કે આવતીકાલથી પ્રવચનો થશે. પણ વાતચીત બાદ જાણ્યું તો માતાજીના સમાચાર દુઃખદાયક લાગ્યા.

ગાંધીનિવાસ જોઇ સામે રોપવે તરફ ગયા. ફરી હોલમાં આવી ગયા. તે દરમ્યાન બીજી ગાડી પણ આવી ગઇ, સૌ ભાવિકો રોપવે તરફ ગયા. સાંજે હિન્દીમાં સત્સંગ થયો, સત્સંગ દરમ્યાન શ્રી વાચસ્પતિજી પણ આવ્યા હતા. થોડી વાર બેઠા અને એ નમ્ર સજ્જન પુરુષે સવારે દર્શન કરવા આવીશ એમ કહી વિદાય લીધી.

આજે સત્સંગમાં રાત્રે ૧૦ થઇ ગયા તેથી હરિ ૐ કરો પૂ. શ્રીના એ શબ્દો સત્સંગ પૂર્ણ થયો એમ જાહેરાત સૂચક નીકળ્યા. જેથી સત્સંગ પૂર્ણ થયો.

શ્રી રતનલાલજીએ દરેકને ઠંડીને લીધે પૂરતા ગરમ ધાબળા જાડી રજાઇ વગેરે આપ્યું. પૂ. શ્રી માટે નવી જ પોતાના ઘરની એક રજાઇ લાવીને આપી ગયા. હરિઃ ૐ

( ક્રમશઃ )



# શ્રી શ્રી મા શારદા

મૂળલેખક : સ્વામી ગંભીરાનંદજી
સંકલન : ઝિંઝુવાડિયા કનૈયાલાલ

ભગવદ્‌ચિંતનમાં તન્મય રહેતા હોવા છતાં ઠાકુર મા શારદાદેવીનો કેટલો ખ્યાલ રાખતા! ચારે બાજુ એમની આજ્ઞા પાળવાને તત્પર ભક્તોથી વીંટળાયેલા અને ઈશ્વર તરીકે પૂજાતા હોવા છતાં પણ શ્રી રામકૃષ્ણદેવ માતાજીનું સન્માન ને સ્વતંત્રતા જળવાય તે તરફ હંમેશાં નજર રાખતા.

આખો દિવસ કામકાજમાં રોકાયેલાં રહેતાં માતાજી ઉપર વધારે પડતો બોજો ન આવી પડે તે તરફ હંમેશાં ઠાકુરની નજર રહેતી. એકવાર સિંથિમાં બેનીપાલના બગીચામાં ઠાકુરે રાખાલ જોડે ફરતાં ફરતાં કેટલાક પ્રેતો જોયાં. એમની હાજરીથી ઉત્પન્ન થયેલા પવિત્ર વાતાવરણમાં રહી ન શકવાથી પ્રેતાત્માઓએ એમને સત્વર ચાલી જવાનું કહ્યું. ઠાકુરે તે દિવસે ત્યાં જ રહેવાનું નક્કી કર્યું હતું, પણ પ્રેતોની વ્યાકુળતા જોઇ તેઓ તરત જ ઘોડાગાડા મંગાવી દક્ષિણેશ્વર પાછા ફર્યાં, અને મોડી રાતે દરવાજા ખોલાવી અંદર ગયા.

માતાજી હંમેશાં એમની સેવા માટે તત્પર રહેતાં. એટલે જેવો એમને અવાજ સાંભળ્યો કે તરત ઊઠીને જદુની માને કહેવા લાગ્યાં, "ઓ જદુની મા, આટલી મોડી રાતે આવ્યા, હવે શું કરીશું?" આ મુંઝવણભરી વાતો કળી જઇને ઠાકુરે દૂરથી જ કહ્યું, "તમે લોકો ચિંતા ન કરો. અમે જમીને આવ્યા છીએ."

પોતાની હયાતી બાદ માતાજીનું ગુજરાન કેવી રીતે ચાલશે તે બાબતની ચિંતા પણ ઠાકુરે કરેલ. પોતે પરમ ત્યાગી હોવા છતાં એક દિવસ તેમણે માતાજીને પૂછ્યું. "હાથ ખરચી માટે તમને કેટલા પૈસા જોઈએ?" માતાજી બોલ્યાં, "પાંચ–છ રૂપિયા હોય તો ચાલે." ત્યાર પછી તેમણે પૂછ્યું. "રાત્રે કેટલી રોટલી ખાઓ છો?" શરમાઈને માતાજી નીચું જોઈ ગયાં, પણ કાંઈ જવાબ ન આપ્યો. પણ ઠાકુરે વારંવાર પ્રશ્ન કરવાથી બોલ્યાં, "લો વળી, પાંચ–છ." એ સાંભળી હિસાબ કરી ઠાકુરે કહ્યું : "તો તો પાંચસો–છસો રૂપિયા હોય તો તમારું ગુજરાન ચાલી રહેશે." પછીથી એટલા રૂપિયા તેમણે બલરામ બોઝ પાસે જમા રાખ્યા. બલરામ બોઝ એ પૈસાનો પોતાની જમીનદારીમાં ઉપયોગ કરી એમાંથી છ મહિને ત્રીસ રૂપિયા વ્યાજ માતાજીને મોકલતા.

માતાજીની વાતો પરથી એમના તરફ કેવું સૌજન્ય દાખવતા એ સમજી શકાય છે. "હું એવા પતિને પરણેલી કે જેણે મને કોઈ દિવસ તુંકારો કર્યો નથી. ઠાકુરે મારા પર કદી ફૂલથી પણ ઘા નથી કર્યો, કોઈ દિવસ 'તમે' સિવાય 'તું' કહીને પણ નથી બોલાવી."

દક્ષિણેશ્વરમાં એક દિવસ માતાજી રવાની કાંજી ને ઢોંસા બનાવીને ઠાકુરના ઓરડામાં આપવા ગયાં. ઠાકુરને લાગ્યું કે એમની ભત્રીજી લક્ષ્મીદેવી આપવા આવ્યાં છે. તેથી નિયત જગ્યાએ મૂકીને પાછાં ફરતાં હતાં ત્યારે તેમણે કહ્યું, "બારણું બરાબર બંધ કરતી જજે." માતાજીએ કહ્યું, "હા, બરાબર બંધ કર્યું છે." માતાજીનો અવાજ સાંભળતાં ઠાકુરે સંકોચ પામીને કહ્યું "અરેરે તમે! મને થયું કે લક્ષ્મી આવી છે. મનમાં કાંઈ ન લાવશો."

ભૂલથી તુંકારો કરવાથી શ્રી રામકૃષ્ણદેવને એટલો બધો સંકોચ થયો કે બીજે દિવસે પણ નોબતખાના પાસે જઈને માતાજીને કહ્યું. "જુઓને, આખી રાત મને ઉંઘ ન આવી. મનમાં એમ જ થતું હતું કે આવી તોછડી વાત કેમ કરી?"

સ્ત્રી માત્રમાં જગદમ્બાનાં દર્શન કરતાં ઠાકુર માતાજીને કેટલા માનની નજરે જોતા, તેના દૃષ્ટાંતરૂપે એક દિવસ એમણે ભક્તોને કહેલ કે માતાજી એમના પગ પર હાથ ફેરવી લેતાં પછી તેઓ માતાજીને નમસ્કાર કરતા.

એક વાર શ્રી રામકૃષ્ણદેવે કહેલું, "હું એક વાર ક્યાંક જવા માગતો હતો પણ રામલાલની કાકી (માતાજીને) પૂછતાં એમણે ના કહી એટલે ન ગયો.

એકવાર માતાજીને માથું દુખતું હતું ત્યારે ઠાકુર અસ્વસ્થ બની વારંવાર રામલાલ દાદાને પૂછતા રહ્યા. "અરે રામલાલ! માથું શા માટે ચડયું?"

આ દૃષ્ટાંતોથી જાણી શકાય છે કે શ્રી રામકૃષ્ણદેવ મા શારદાનો કેટલો બધા ખ્યાલ રાખતા. તેમને કોઈ તકલીફ ન પડે તે માટે સદા સજાગ રહેતા, ઉપરાંત મા શારદાનું કેટલું સન્માન જાળવતા!

* * *

## મા શ્રી સર્વેશ્વરી

પરમ પૂજ્ય શ્રી યોગેશ્વરજી પણ, સગાં–સંબંધીઓનો સાથ છોડીને પોતાને શરણે આવેલા મા સર્વેશ્વરીને એટલા જ માનથી જોતા. તેમનામાં જગદંબાનું દર્શન કરતા. સદા તેમનો મોભો જાળવતા. પ્રવચનોમાં જ્યાં સુધી મા જ્યોતિર્મયી હયાત હતાં ત્યારે વ્યાસપીઠ ઉપર એક બાજુ તેઓ બિરાજતાં અને બીજી બાજુ મા

શ્રી સર્વેશ્વરી. મા જ્યોતિર્મયીનાં દેહાવસાન પછી દરેક પ્રવચનમાં મા શ્રી સર્વેશ્વરીનું સ્થાન વ્યાસપીઠ ઉપર હંમેશા પૂજ્ય શ્રી યોગેશ્વરજીની બાજુમાં રહેતું. ખાવા–પીવાની બાબતમાં પણ તેઓ મા શ્રી સર્વેશ્વરીનું એટલું જ ધ્યાન રાખતા.

પોતાનું ભૌતિક શરીર છૂટી ગયા પછી મા શ્રી સર્વેશ્વરીનાં જીવન નિર્વાહની ચિંતા કદાચ એ મહાપુરુષને નહિ હોય જેટલી શ્રી રામકૃષ્ણદેવને મા શારદાની હતી. કારણ કે મા શ્રી સર્વેશ્વરી ખૂબ જ સુખી પરિવારમાંથી આવેલ છે. તો પણ પૂ. મા કોઈ પણ સમયે, કોઈ પણ જાતના સંકોચ વગર પોતાની ઈચ્છા મુજબ રહી શકે તે માટે 'સત્યપથ' જેવો ગુરુ–આવાસ, ગુરુ–દ્વાર તેમની પાછળ મૂકતા ગયા. તે ઉપરાંત અંબાજીમાં મા જ્યોતિર્મયી વિશ્રામગૃહમાં પણ પૂ. મા શ્રી સર્વેશ્વરી પોતે કોઈ પણ જાતના સંકોચ વગર પોતાની ઈચ્છા મુજબ રહી શકે તે મુજબનું આયોજન પોતાને શરણે આવેલ જીવ માટે કરતા ગયા કે જે મહાપુરુષે કદી પણ કોઈ આશ્રમ સ્થાપવાનો વિચાર સુદ્ધાં નહોતો કર્યો, તેઓએ પોતે જ આ આવાસમાં ૧૩૦ દિવસ રહી તેને સુરક્ષિત અને વ્યવસ્થિત કરાવ્યો. ત્યાગી પુરુષો એ વાસ્તવિકતાને વિચાર્યા સિવાય જીવનાર માણસો હોય છે, એવી આપણી ત્યાગી પુરુષો વિષેની માન્યતા બધી બાબતમાં સાચી નથી હોતી. શ્રી યોગેશ્વરજી તો ખૂબ વ્યવહારિક અને વાસ્તવિકતાનો વિચાર કરી જીવનાર મહાપુરુષ હતા, એનું દર્શન ઉપરની બાલતો ઉપરથી થાય છે.



## પૂ. માના સાન્નિધ્યમાં

# મારી ભારત યાત્રા

જયન્તી પટેલ

### અમેરિકાથી ભારત

તા. ૧૪ મી ઓક્ટોબરે ન્યુજર્સીમાં વિનોદભાઈને ત્યાં હું પહોંચ્યો ત્યારે ઘડિયાળમાં બપોરના ૧૨ ના ટકોરા પડ્યા. પૂ. મા સવારની પૂજાવિધિ અને ૧૨૫ પ્રણામનો નિત્યક્રમ પતાવીને કેનેડા અને અમેરિકાથી આવેલા સાધક ભાઈઓ સાથે સત્સંગની મઝા માણી રહ્યાં હતાં. મારા મનમાં અતિશય આનંદ લહેરાય રહ્યો હતો કારણ કે મને પૂ. માના સાન્નિધ્યમાં યાત્રા કરવાનું સદ્ભાગ્ય સાંપડ્યું હતું. દિલમાં થોડો ગભરાટ પણ થતો હતો કે આટલી બધી લાંબી મુસાફરી મા સાથે પ્રથમ જ વાર કરું છું અને મારાથી ભૂલથી પણ પૂ. માની અયોગ્ય સેવા થઈ જશે તો શું થશે? છતાંય માની સાથેની યાત્રાના લાભનો આનંદ એટલી બધી પરાકાષ્ઠાએ પહોંચી ગયો હતો કે ન પૂછો વાત! અને વળી અમારાં આ 'મા' તો વાત્સલ્યમૂર્તિ મા છે. પ્રેમની પવિત્ર ગંગા છે. કરુણાનો સાગર છે. મારી મર્યાદાપૂર્વકની ક્ષતીઓને જરૂરથી ઉદારચિત્તે નિભાવી લેશે. સાથે સાથે મને સંતોષ પણ હતો કારણ કે પૂ. માની સાથેની આ યાત્રામાં સુરેશભાઈ પરીખ અને વિમળાબેન મારા સહયાત્રી હતાં.

પરદેશની ધરતી પર જ્યારે જ્યારે સત્સંગ થતો ત્યારે ત્યારે પૂ. માની આંતરિક શક્તિઓ ખીલી ઉઠતી હતી. મુખ મંડળ પર

થતી અનોખી તેજસ્વીતાનાં દર્શન થતાં. સત્સંગીભાઈઓની વાતચીત દ્વારા જાણવા પણ મળતું કે મા—જ્યારે જ્યારે યાત્રા કરતાં હોય છે ત્યારે ત્યારે સંપૂર્ણ ઉપવાસ કરે છે—પછી એ યાત્રા ભલે નાની હોય કે મોટી? અમારી ભારતયાત્રાનો સમય નજીક આવ્યો. બપોરે ચારના ટકોરે પૂ. માએ અમોને આદેશ આપ્યો કે સ્નાન કરીને પ્રભુની રૂમમાં (વિનોદભાઈના ઘરે—પ્રભુનું મંદિર છે ત્યાં) આવો. પ્રભુને આપણે સૌ ફરી એકવાર એકસોને પચીસ પ્રણામ કરી લઈએ. ખરેખર પૂ. માએ અમારી સૌની વચ્ચે ૧૨૫ પ્રણામ ફરીથી કર્યાં. માની અવર્ણીનીય અને અદ્‌ભુત શક્તિનાં દર્શન થયાં. શરીર એકદમ નાનું—છતાંય શક્તિનો ભંડાર, મુખ-મંડળ પર તેજ અને નિખાલસ હાસ્ય—ખરેખર મને સ્પર્શી ગયાં. હું સંપૂર્ણતઃ આકર્ષાઈ ગયો. જ્યારે હું અને સુરેશભાઈ પરીખ "બાવા—કંપની" મુંબઈ એરપોર્ટ પર પૂ. મા અને વિમળાભાભી સાથે ઉતર્યા ત્યારે લગભગ ૨૭ કલાક થયા હતા. પાન અમેરિકાની મુસાફરી દરમ્યાન પૂ. માને સંપૂર્ણ સુવિધાવાળી ચાર—પાંચ ખાલી ખુરશીવાળી જગ્યા પૂ. યોગેશ્વરજીની કૃપાથી મળી હતી. પૂ. મા પ્રાર્થના—માળા અને પુસ્તકોના વાંચનમાં રચ્યાં પચ્યાં રહેતાં હતાં. ૨૭ કલાકના સાન્નિધ્ય દરમ્યાન માએ પોતાની જગ્યાને છોડી જ ન હતી—નહીં—પાણી—નહીં ખોરાક કે નહીં કુદરતી હાજત માટે વોશરૂમ. ખરેખર હું તો મુગ્ધ બની ગયો! અવાક્ જ થઈ ગયો. મને મારું મન કહેવા લાગ્યું, "જયંતી, તું ખરેખર ભાગ્યશાળી છે. તારી ભારતની યાત્રા કોઈ ઉચ્ચત્તમ આત્મા સાથે થઈ રહી છે. તારા કોઈ પુણ્યના પ્રતાપે જ તારા આ 'જીવનો' પૂ. મા જેવા 'શિવ' સાથે મેળાપ થયો લાગે છે.

## કાદવ વચ્ચે કમળ જેવું જીવન

પૂ. મા વહેવારુ જીવનમાં અમારા જેવા સંસારી બાળકો સાથે રહીને કાદવના કમળની જેમ અલિપ્ત રહીને તેમના જીવન કાર્યોથી દરેક માનવને સમજાવી રહ્યાં છે કે બાળકો, તમારો ઉદ્ધાર એ જ મારા જીવનનું કાર્ય છે, ધ્યેય છે અને લક્ષ્ય છે. શ્રી યોગેશ્વર પ્રભુએ ઘણાં બધાં વર્ષો પહેલાં જ કહ્યું હતું, "મા—જે કંઈ સાધના—તપસ્યા કે ઉપવાસો કરે છે તે તેમના પોતાના જીવના ઉદ્ધાર માટે નથી કરતાં. એ તો તેમના બાળકોના જીવના ઉદ્ધાર માટે કરી રહ્યાં છે." આ શબ્દો મને સાર્થક થતા લાગ્યા. હા—તો મુંબઇ એરપોર્ટ પર બે એક કલાકની ઈમીગ્રેશન—કસ્ટમની વિધિ પતાવી અમો બરાબર સવારના પાંચ વાગે બહાર નીકળ્યા, ત્યારે પૂ. માના શબ્દો યાદ આવ્યા. પૂ. માએ અમોને જર્મનીના એર-પોર્ટ પર કહેલું, "આપણે બરાબર પાંચ વાગે બોમ્બે એરપોર્ટની બહાર નીકળીશું." મધુભાઇ—પ્રકાશભાઇ અને નવયુવાન બાળકો તેમ જ પૂજનીય નારાયણકાકા પૂ. સરસ્વતીબેન પંડિતજી અને અનિલ—યોગેશ અને ઘણા બધા સાધકભાઈઓએ ફૂલોના ગુચ્છ અને હારથી સ્વાગત કર્યું. બાળકો અને સાધકભાઈઓનો પ્રેમ લાગણી અને ભાવનાના દર્શન તેમની હર્ષાશ્રુ આંખોમાં જોવા મળ્યાં. પૂ. માને મધુભાઈએ અને પ્રકાશભાઈએ પ્રણામ કરીને ઉમળકાથી પૂ. માનું સ્વાગત કર્યું. પૂ. માએ પ્રકાશભાઇના માથે વાત્સલ્યતાથી ભરપૂર વરદ હસ્ત ફેરવીને પૂ. ગુરુદેવના સ્વરૂપને આપ્યું. સર્વે મેટાડોરમાં બેસી ગયાં. પરદેશથી આવેલા ભાઈઓ અને બહેનોને તેમ જ મેટાડોરમાં બેઠેલા ભારત નિવાસીઓને ગુલાબના ફૂલોની પ્રસાદી શ્રી મધુભાઈએ અને બોમ્બેના ભક્તોએ પૂ. માના વરદ હસ્તે અપાવી. ભજન—ધૂન ગાતાં ગાતાં શ્રી મધુભાઇના એપાર્ટમેન્ટે પહોંચ્યાં.

## પૂ. માનો ઉતારો

મધુભાઈનું એપાર્ટમેન્ટ નાનું ઘણુંજ નાનું પરંતુ સ્વચ્છ શાંત અને દિલને ઠંડક આપે તેવું. ભક્તિભાવ અને પૂ. માની સેવા એજ એમનું જીવનલક્ષ્ય હોય તેમ લાગ્યું. પૂ. માએ સ્નાનવિધિ અને નિત્યક્રમ પતાવીને અમારા સૌની સાથે ૧૨૫ પ્રણામ કરીને જ મુંબઇના ભક્તમંડળ સાથે સત્સંગ કર્યો. પૂ. માની આજ્ઞાથી પૂ. માની પરદેશની અધ્યાત્મિક પ્રવૃત્તિઓનો ટૂંકમાં દરેક ભક્તોને થોડો મેં અહેવાલ આપ્યો. આમ જોવા જઇએ તો ન્યુજર્શીથી શ્રોફ એપાર્ટમેન્ટ આવતાં બરાબર ૩૬ કલાક થયા હતા, અને પૂ. માએ આ બધી વિધિઓ પતાવ્યા પછી લીંબુનો રસ કે થોડાં ફળફળાદિ લીધાં મને ખરેખર બરાબર રીતે સમજાયું કે પૂ. મામાં ધ્યેય સિદ્ધ કરવાના વિચારો એટલા બધા પ્રબળ રીતે બિરાજેલા છે કે ન પૂછો વાત! સાધકભાઇઓ સાથેનો સત્સંગ અને પ્રભુના ગુણ-ગાન ગાવામાં પૂ. મા ભૂખ અને તરસને તુચ્છ ગણે છે. આ કોઇ સામાન્ય માનવોનું કામ ના જ હોઇ શકે તેનું મને ભાન થયું.

## ચા છોડાવી

જર્મનીથી મુંબઇ તરફ જ્યારે પાન અમેરિકામાં આગળ વધી રહ્યાં હતાં ત્યારે પૂ. માએ મને નારદભક્તિ સૂત્ર અને સુરેશભાઇને હિન્દીમાં ગુરુભક્તિનું પુસ્તક આપ્યું. અમે બંનેએ તેને વાંચ્યું, અને પૂ. માને અમારી કુટેવ અને સ્નાન કર્યા વગર ચા પીવાની આદતની સામાન્ય વાત કરી. પૂ. માએ ત્યાં જ મને ચા–છોડાવી. અત્યાર સુધી તો નથી જ પીધી અને પૂ. માની કૃપાથી તે હવે નહીં જ પીવાય તેની મને ખાત્રી છે. આમ કેમ જાણે પૂ. મા જે કંઇ આજ્ઞા કરે છે તે આજ્ઞાને શિરોમાન્ય કરી

લેવાનું મન સહજતાથી થઇ જાય છે કારણ કે પૂ. માનું ભક્તિ—સમર્પણ—પૂ. માની તપસ્યા અને ત્યાગની ભાવનાનાં મારી આંખોમાં દર્શન થતાં. પૂ. માની દૈવી શક્તિનો સંપૂર્ણ ખ્યાલ આવે છે. મુંબઇના રહેઠાણ દરમ્યાન પૂ. માની આજ્ઞાથી હું અને સુરેશભાઇ પરીખ શ્રી યોગેશ્વરજી બાળપણમાં જે સંસ્થામાં રહી ભણ્યા તે લેડી નોર્થ કોર્ટ, ઓરફ્નેઝ, લક્ષ્મીનારાયણ મંદિર અને કાલબાદેવી મંદિરના દર્શને ગયા. શ્રી પ્રકાશભાઇએ આ બધા સ્થળોનું મહત્ત્વ સમજાવીને, સારો એવો પ્રકાશ પાથર્યો. પ્રકાશભાઇની વાતો પરથી મને એમનો મા—પ્રભુ પ્રત્યેનો ભક્તિભાવ અને સેવા સમર્પણનો ખ્યાલ આવ્યો.

ગુરુદેવના પરમ ભક્ત કાન્તિભાઇને ત્યાં પ્રવીણાબેનની તીવ્ર ઇચ્છાથી સત્સંગનું આયોજન વાલકેશ્વરમાં તેમના રહેઠાણે થયું. ભક્તોની ભીડ અને પૂ. મા પ્રત્યેની સદ્‌ભાવનાનાં દર્શન થયાં. પૂ. માએ યોગેશ્વરપ્રભુના ગુણગાન ગાતાં ગાતાં શ્રી કાન્તિ-ભાઇની સેવાને યાદ કરીને તે રહેઠાણની પવિત્રતાની વાતો કરીને શ્રી યોગેશ્વરપ્રભુ અને કાન્તિભાઇને શ્રદ્ધાંજલિ આપી. તા. ૧૭ ઓગસ્ટના રોજ અમો પૂ. માના સાન્નિધ્યમાં વડોદરા પહોંચ્યા. શ્રી ભરત ગાંધી અને લાલાભાઇનો પરિચય કરાવ્યો. તેઓની વ્યવસ્થા અદ્‌ભુત હતી. કોઇ પણ જાતની તકલીફ વગર વડો-દરાના હરણી એરપોર્ટ પરથી અલકાપુરીના ધીરજબાગના રહેઠાણે પહોંચી ગયા.

પૂ. માના દર્શનનો લાભ કોને ના લેવાનો ગમે? વડોદરાનું સત્સંગમંડળ અને સાધક ભાઇઓ પૂ. માના આવવાના સમાચાર સાંભળી આનંદવિભોર થઇ ગયા. નૂતન વર્ષના પ્રારંભે જ પૂ.

માના સત્સંગનું આયોજન ભરત ગાંધીએ કુશળતાથી યોજ્યું. ધીરજબાગ સત્સંગી ભાઇ બહેનોના ધસારાથી ખીચોખીચ ભરાઇ ગયું. ઉભા રહેવાની જગ્યા પણ નહીં! લગભગ ૫૦૦ કરતાં વધારે ભક્તિભાવથી ભરપૂર ભાઇ–બહેનોના આગમનથી આટલા મોટા મહેલ જેવા ધીરજબાગમાં ઉભા રહેવાની જગ્યા નહીં? છતાંય અપૂર્વશાંતિ–અકલ્પનીય ધીરજ અને આંખોમાં અપાર શ્રદ્ધા–આ ભાઇબહેનોમાં જોવા મળી. પૂ. માની કૃપાથી મને શ્રી ઈશ્વરભાઇ પરમાર્થી, પંડીતજી બાપજી–કલ્યાણજી તેમ જ ઘણા બધા શ્રદ્ધાળુ ભક્તિભાવથી ભરપૂર એવા જીવોના સંપર્કથી તેમને નજદીકથી ઓળખવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું.

"પૂ. માએ સૌને નૂતન વર્ષાભિનંદન આપતાં જણાવ્યું કે જીવનને પણ ફૂલોની જેમ સુગંધિત બનાવો, આપના સહુનું સદ્‌ભાગ્ય છે કે આપણને સૌને સાચા ગુરુ પ્રાપ્ત થયા અને જીવનને ધન્ય બનાવ્યું." માએ તેમના સુરીલા શબ્દોમાં ગાયું "યોગેશ્વર ભોમિયો રે, જીવન જંગનો." સાચો સ્વજન બની સેવક થનારો એ... થાકે તો ઉંચકી લેનારો... યોગેશ્વર ભોમિયો રે.. શ્રી યોગેશ્વર મહાપુરુષ ભલે સ્થૂળરૂપે આપણી સમક્ષ નથી. પરંતુ સૂક્ષ્મરૂપે અક્ષરદેહે આપણી સમક્ષ રહીને આપણને કલ્યાણમાર્ગે દોરવાનું સૌથી મહાન ભગીરથ કાર્ય કરી રહ્યા છે. આજના આ નૂતન દિવસે આપણે સૌએ અશુદ્ધિઓને, દુર્ગુણોને અને વેરઝેરને તિલાંજલિ આપીને કાયાપલટ કરીને જીવનની યાત્રાને સફળ બનાવવા પ્રયત્ન કરીએ."

પૂ. માની આજ્ઞાથી પૂ. માના સાન્નિધ્યમાં વડોદરાથી અમદાવાદ જવાનું થયું. પૂ. મા સાથે ભરત ગાંધી અને

અમદાવાદના રહેવાસી શ્રીમતી માલતીબેન પણ સાથે હતાં. રસ્તામાં નડીયાદ નજદીક એક સત્સંગીભાઇની ઇચ્છાથી પેટ્રોલ-પંપના ઉદ્દ્ઘાટન પૂર્વે પૂ. માના શુભ હસ્તે આશીર્વાદ મળે તો શાન્તિ થાય, તો પૂ. માએ પેટ્રોલપંપ પર જાતે જઇને દરેકે દરેક જગ્યાએ ફરીને તે ભાઇને શુભ આશીષ પાઠવીને તેમની શ્રદ્ધાને પુષ્ટ બનાવી. સાચા સંતોનું જીવન ખરેખર પરોપકારી હોય છે. તેનું મને સંપૂર્ણ ભાન થયું. પૂ. માનું અસ્વસ્થ શરીર નિર્જળા ઉપવાસ છતાં બીજાને શાંતિ કેમ પ્રાપ્ત થાય તેની સતત ચિન્તા.

પૂ. માના મુખમંડળ પર ગુરુભક્તિ અને નિખાલસ હાસ્ય હરહંમેશ જોવા મળતાં. પૂ. મા નિર્દોષ હાસ્ય અને આનંદ મળે એ હેતુથી રમુજ પણ કરાવતાં. શ્રીમતી માલતીબેનને તેનો લાભ મળ્યો. આમ તો માલતીબેનની મોટી આંખો અને ગોળ મુખારવિંદ અને તેમાંય કાઢીયાવાડી મીઠી ભાષા તેમનું અનોખું ઓળખાણ કરાવતી એક બેન જ્યારે કોઇ યાત્રામાં પૂ. માની આજ્ઞાથી ધૂન ગાતાં હતાં ત્યારે તેમનું એક ચંપલ ખોવાઇ ગયેલું અને તે ચંપલની શોધ ધૂન ગાતાં ગાતાં કેવી રીતે કરતાં હતાં તેનો અતિ સુંદર અભિનય શ્રીમતી માલતીબેને તેમના કોમળ શરીરથી કરી બતાવ્યો. ત્યારે હું તો ખરેખર હાસ્યના મહાસાગરમાં ડૂબી ગયો! જોતજોતામાં અમે સર્વે "સત્યપથ"ના એપાર્ટમેન્ટે આવી ગયા, અમદાવાદની જનતાએ પૂ. માનું ભાવભીનું સ્વાગત કર્યું. પૂ. માએ એકાદ કલાક સત્સંગનો લાભ આપ્યો અને સર્વેને દિવાળીના અને નૂતનવર્ષના શુભ આશીષ પાઠવ્યા. લાભ પાંચમને દિવસે પૂ. માના સત્કાર સમારંભનું આયોજન અમદાવાદના સત્સંગી ભાઇઓનું અનોખું હતું. પૂ. માએ મા—જ્યોતિર્મયી અને

યોગેશ્વરપ્રભુની કૃપાને યાદ કરીને જણાવ્યું કે "આ સત્યપથનું સર્જન મા જગદંબાની ઈચ્છાથી યોગેશ્વર પ્રભુએ કર્યું, અને આજે આ સત્યપથ આપણને માર્ગદર્શક બનીને આપણા જીવનને પ્રકાશના પંથે લઇ જવાનું મહાન કાર્ય કરી રહ્યું છે, કારણ કે ગુરુદેવની ચરણરજ આ જગ્યા પર પથરાયેલી છે. પૂ. માએ ત્યાર પછી ભજન ગાયું. કૃપાની વર્ષા અનહદ વરસાવી, સર્વેશ્વરીને ધન્ય બનાવી. "પત્થર જીવન વાટ પડેલો, પ્રતિમા સર્જી મંદિરે પહોંચાડયો."

કુમુદભાઇ સાથે અમદાવાદના રહેઠાણ દરમ્યાન સારી એવી વાતો થઇ. યોગેશ્વર પ્રભુની તેમના મુખે વાતો સાંભળતાં એ મહાન પુરુષના લોકકલ્યાણના ધ્યેયોનો ખ્યાલ આવ્યો. અમીત ચાવાલા સાથે "સત્યપથ"ને સંપૂર્ણપણે જીવંત રાખવા માટે પૂ. માના પ્રયત્નો અને કાર્યદક્ષતાની વાતો સાંભળતાં હું આશ્ચર્ય ચકિત થઇ ગયો. યોગેશ્વર પ્રભુની સંપૂર્ણ જીવનયાત્રા એટલે "સત્યપથ". નાનપણથી તે છેક સ્થૂળ શરીરના ત્યાગની નાનામાં નાની બધી જ ચીજોની સજાવટ કરવા પાછળનો પૂ. માનો ભોગ–મહેનત અને અથાગ પ્રયત્ન તેમની સર્વશ્રેષ્ઠ ગુરુભક્તિનાં દર્શન આ "સત્યપથ" કરાવે છે.

## સ્વર્ગારોહણની યાત્રા

ત્યાર પછી અમારી યાત્રા પૂ. માના સાન્નિધ્યમાં ૧૫ થી ૨૦ સત્સંગીભાઇઓ સાથે મેટાડોરમાં બેસીને "સ્વર્ગારોહણ–અંબાજી" જવા માટે ઉપડી. ભજન–ધૂનમાં મસ્ત બનીને બધા જ ભાઇ બહેનો આનંદ–મંગલ કરતાં કરતાં આગળ વધી રહ્યાં હતાં. રસ્તામાં "નેત્રામલી" નામે નાનું ગામ આવ્યું જે મારી

સાસરી હતી. પૂ. માને મારાં સાસુબાની ઉમ્મર ઘણી જ મોટી હતી તે ખબર હતી. તેમણે મેટાડોરને નેત્રામલી કંપામાં લઇ જવા કહ્યું—પરંતુ અતિ વરસાદ પડી ગયેલ હોવાથી મેટાડોર આગળ જઇ શકે તેમ ન હતી. પૂ. માએ મને આજ્ઞા કરી કે "જા—તુ તારાં સાસુબાને આ દિવાળીના શુભ દિવસોમાં પગે લાગીને પાંચ જ મિનિટમાં વધુ રોકાયા વગર તરત જ પાછો આવ." માને મેં પ્રાર્થના કરીને જણાવ્યું કે મારા લીધે તમારે આ તાપમાં મેટાડોરમાં બેસી રહેવાનું અને આ બધાં જ ભાઇ—બહેનોને પણ કંટાળો આવશે કારણ કે ચાલીને જવામાં ઓછામાં ઓછો અડધો—પોણો કલાક થઇ જશે." છતાંય પૂ. માએ જણાવ્યું કે "સમય બગાડયા વગર જા તું ચાલવા માંડ.—આજે તું તારાં સાસુબાને પગે લાગીને આશીર્વાદ લઇ આવ—ત્યાર પછી જ આ યાત્રા આગળ જશે." રસ્તામાં હું વિચારતો જ રહ્યો. "પૂ. મા કેટલાં બધાં વ્યવહારદક્ષ છે." એટલું જ નહીં જ્યારે હું પાછો આવ્યો ત્યારે પણ વિચારતો હતો કે નિર્દોષ અને ઘરડાંના આશીર્વાદ કેટલા બધા મહત્ત્વના હશે, તેનું ભાન કરાવવા માટે જ પૂ. માએ આજે મને આ પદ યાત્રા કરાવી હશે. પૂ. માએ વડીલ શ્રી કુમુદભાઇને જણાવ્યું કે "તમે બધાને આ બીસ્કીટ અને નાસ્તો કરાવી લો અને જયંતી માટે પણ થોડો રહેવા દેજો." શ્રી કુમુદભાઇએ ગમ્મત પણ કરી કે એ તો જમાઇરાજ થઇને ગયા છે તો જમ્યા વગર થોડો આવવાનો છે—ત્યારે પૂ. માએ કહ્યું, "જયંતી ભલે જમાઇરાજ થઇને ગયો હોય, પરંતુ તમોને મૂકીને જો ખાવા બેસે તો એને 'મા'ની પ્રસાદી જરૂરથી નહીં મળે." આ બાજુ મારાં સાસુબાએ જમાડવાનો આગ્રહ બહુ જ કર્યો, પરંતુ હું

જમ્યા વગર જ પાછો આવ્યો. પૂ. માએ મને હકીકત પૂછી—બધા એકદમ હસી પડયા અને તાલીઓ પાડી ઊઠયા—પૂ. માએ હસતાં હસતાં પ્રેમપૂર્વક બીસ્કીટ અને નાસ્તો પ્રસાદીમાં મને આપ્યાં. ખેડબ્રહ્મા—અંબાજીના દર્શને ગયાં. મંદિરના વયોવૃદ્ધ મેનેજરશ્રી ભાઇશંકરભાઇ ત્રિવેદીએ પૂ. માને ચાંલ્લો કરીને પ્રણામ કર્યાં. અને ખેડબ્રહ્મા માતાજીના દર્શન માટે અમોને સૌને અંદર ગર્ભદ્વારમાં લઇ ગયા. અમોને સર્વેને મા—સર્વેશ્વરી જ અંબામાતા લાગતાં હતાં એટલે પ્રેમપૂર્વક અમે બધાએ બંનેય માતાઓને હૃદયપૂર્વક પ્રણામ કરીને દર્શન કર્યાં. જીવીબેનનો મેળાપ થયો કે જે પોતાનું જીવન યાત્રીઓને પાણી પાઇને અને સાદી ખીચડી ખાઇને વીતાવે છે. પૂ. માના દર્શન થતાં ગાંડાઘેલાં થઇ ગયાં. ફૂલોના હાર દોડાદોડી કરીને લઇ આવ્યાં. પૂ. માને અર્પણ કરીને પ્રણામ કર્યા. તેમની આંખોમાંથી અશ્રુધારા વહેવા માંડી. જાણે રામને જોઇને શબરીને જેવી મનોભાવના થઇ હતી તેવી જ મનોભાવના પ્રેમ અને શ્રદ્ધા મને આ જીવીબેનમાં જોવા મળી. જ્યારે ત્યાંથી વિદાય લીધી ત્યારે જીવીબેને પૂ. માને આગ્રહ કર્યો કે જ્યારે તમે પાછાં ફરો ત્યારે અહીં થઇને જ જજો અને બધા જ ભક્તો દૂધનો પ્રસાદ લઇને જ જાય.

### સ્વાર્ગારોહણ આગમન

અંબાજી પહોંચી ગયા. સ્વર્ગારોહણના મુખ્યદ્વારે શ્રી બાલુભાઇ અને તેમનાં પત્નીએ પૂ. માનું ભાવભીનું સ્વાગત કર્યું. બંનેએ પૂ. માને સાષ્ટાંગ પ્રણામ કરીને આશીર્વાદ મેળવ્યા. પૂ. બાલુભાઇ અને તેમના પત્નીનું સેવાકાર્ય સર્વશ્રેષ્ઠ અને અજોડ છે. પૂ. યોગેશ્વર પ્રભુએ પસંદ કરેલી આ સ્વર્ગારોહણની જગ્યા

મા–જ્યોતિર્મયીની યાદ તાજી કરાવે છે. વિશાળ ખુલ્લી જગ્યામાં થયેલ સ્વર્ગારોહણનું બાંધકામ આધ્યાત્મિક દૃષ્ટિએ અનેક રીતે લાભદાયી છે. યાત્રીઓને રહેવાની સંપૂર્ણ સગવડ સ્વર્ગારોહણમાં જોવા મળે છે. બીજા માળ ઉપર સુંદર મગ્નનો એક મોટો ખંડ છે. ત્યાં પૂ. યોગેશ્વરપ્રભુ અને પૂ. માના સુંદર મગ્નનાં મોટાં સ્વરૂપો છે. મા–જ્યોતિર્મયી પણ બીરાજેલાં છે. વાતાવરણ શાંત–સ્વચ્છ અને યાત્રીઓને પ્રસન્નતા આપે તેવું જોવા મળ્યું. સ્વર્ગારોહણના પાછળના ભાગમાં કુટિયાના બાંધકામની શરૂઆત થતી જોવા મળે છે.

પૂ. માએ સત્સંગ કરીને સ્વર્ગારોહણનું મહત્ત્વ અને તેની પાછળનો યાત્રીઓના ઓછા ખર્ચે મળતા લાભનો યોગેશ્વરપ્રભુનો હેતુ સમજાવ્યો. શ્રી બાલુભાઈ અને તેમનાં પત્નીની સ્વર્ગારોહણ પ્રત્યેની સેવાને અદ્‌ભુત સેવાકાર્ય તરીકે બીરદાવ્યાં. પૂ. માએ ભજન ગાઈને સત્સંગની પૂર્ણાહુતિ કરી. ત્યાર પછી પૂ. માએ સ્વર્ગારોહણના ચોગાનમાં બધાને ગરબા ગાવાની આજ્ઞા કરી. બાલુકાકા પણ મસ્તીમાં આવી ગયા. તેઓ પણ કલ્યાણની પેઠે નાચી કુદીને ગરબા ગાવા લાગ્યા. બીજે દિવસે કલ્યાણજીના પરિવારની ઇચ્છાને ધ્યાનમાં રાખીને પૂ. માએ સ્વર્ગારોહણના હોલમાં પંડીતજી દ્વારા પૂજનવિધિ કરાવી. અંબા માતાનાં દર્શન કરીને ભોજનની વિધિ પતાવીને ખેડબ્રહ્મામાં જીવીબેને બનાવેલા દૂધને પીને અમો સર્વે અમદાવાદના 'સત્યપથ'ના પટરાંગણમાં પાછા આવી ગયા.

આ યાત્રા દરમ્યાન મને પોતાને થયું કે ખરેખર જીવનમાં શાંતિ પ્રાપ્ત કરવી હોય, જીવનને સાચે જ સાર્થક કરવું હોય તો

"સ્વર્ગારોહણ"માં થોડો સમય જઇને રહેવું જોઇએ. જેથી કરીને બધાં જ પ્રલોભનોથી અલિપ્ત બનીને સેવા કેવી કરવી જોઇએ અને સેવા કોને કહેવાય તેનો સંપૂર્ણ ખ્યાલ આવે. જીવનનું લક્ષ્ય કાળે કરીને બદલાય. પૂ. માએ પણ સ્વર્ગારોહણમાં પૂ. બાલુકાકાને કહેલું કે આ વખત ભારતના તે રહેઠાણ દરમ્યાન હું પણ આ સ્વર્ગારોહણમાં એકાદ મહિનો રહેવા વિચારું છું. કારણ કે આધ્યાત્મિક ઉન્નતિ માટે આ જગ્યા પણ સર્વશ્રેષ્ઠ છે. અહીંનું શાંત વાતાવરણ ખુલ્લી હવા મૌન માટે વધારે લાભદાયી છે.

( ક્રમશઃ )



# સદ્ભાવભરી ભેટ (ચાલુ)

૧૦ શ્રી ધીરજલાલ નારણદાસ શાહ, મુંબઇ.

૧૦૧ મહેતા પરમાનંદદાસ ચીમનલાલના સ્મરણાર્થે હા. નલિની પી. મહેતા, ભાવનગર.

૫૧ શ્રી ગજરાબેન મનુભાઇ સારંગ, સુરત સ્વ. પિતાશ્રી ભવાનભાઇ સારંગની પુણ્ય સ્મૃતિમાં.

૧૦૦૦ શ્રી ધીરજભાઇ દુર્લભભાઇ ભક્ત, સ્યાદલા, ચિ. હિતેન્દ્રના લગ્ન નિમિત્તે.

૧૦૧ સ્વ. શ્રી ચંદ્રકાંત સુખલાલ પુજારાના સ્મરણાર્થે હા. સુખલાલભાઇ રણછોડભાઇ, મોરબી.

૨૫ પ્રવીણભાઇ વૃજલાલભાઇ મીરાણી–મોરબી.

૫૧ શ્રીઅનસૂયાબેન ભટ્ટ, વડોદરા–બદ્રીકેદારની યાત્રા સફળ થતાં.

૨૫ શ્રી ચંદ્રકાન્ત બી. ટેલર, રાંદેર પુત્ર રાજેશ પરીક્ષામાં પાસ થવાથી.

૫૧ શ્રી મનહરલાલ છોટાલાલ ઠાકર, વડોદરા–તરફથી પૌત્ર વિકાસ કૌશિકકુમાર ઠાકરની યજ્ઞોપવીત નિમિત્તે.

૫૧ શ્રી કાન્તાબેન મોતીલાલ શાહ, બેનની પુણ્યતિથિ નિમિત્તે.

૭૦૦ શ્રી ધીરજભાઇ મોઘરિયા, ધ્રાંગધ્રા.

૫૧ શ્રી ભરતકુમાર ચંદ્રકાન્ત રાવલ, ધ્રાંગધ્રા.

૨૧ શ્રી કાન્તાબેન ભોજાણી, મોરબી બેન નીલાના જન્મદિન નિમિત્તે.

૨૧ શ્રી જયેશભાઈ ભોજાણીની લગ્ન તિથિ નિમિત્તે.
૫૧ શ્રી હરસુખરાય પંડયા, રાજકોટ—કાર્ય સફળ થવા બદલ.
૫૧ શ્રી દિનેશકુમાર રમણલાલ શાહ, અમેરિકા.
૨૫ શ્રી હિતેષભાઈ પંડયા, રાજકોટ.
૩૩ શ્રી કમળાબેન પંડયા, બેંગ્લોર.
૧૧ શ્રી કૌશલ્યાબેન પટેલ, અમદાવાદ—મનીષાના જન્મદિન નિમિત્તે.
૧૦૧ શ્રી કૌશલ્યાબેન પટેલ, અમદાવાદ—સ્વ. નબુબેન ચુનીલાલ પટેલના સ્મરણાર્થે.
૨૧ શ્રી મહેન્દ્રભાઈ વ્યાસ, વડોદરા—પ્રભુના ચરણમાં સચોટ માર્ગદર્શન આપ્યા બદલ.
૫૧ શ્રી સનતકુમાર ચંપકભાઈ પટેલ, બરબોધન.
૫૧ શ્રીરમણભાઈ આંબારામભાઈ પટેલ, સુપુત્રી ભારતીનાં લગ્ન નિર્વિઘ્ને પૂરાં થતાં.
૨૫ સુરતના એક સાધકે બીજી રીક્ષા ખરીદી તે નિમિત્તે.
૫૧ શ્રી સંજયકુમાર ચંદ્રકાન્ત પંડ્યા, રાજકોટ—એસ. વાય. બી.એસ.સી.માં પાસ થવાથી.
૧૬૦ શ્રી ચંદ્રકાન્ત ગંગાશંકર પંડ્યા, રાજકોટ.
૧૦૧ શ્રી એક અધ્યાત્મ પ્રેમી તરફથી.
૫૧ શ્રી એ. પી. સરવૈયા, મોરબી—પૌત્ર કૃષ્ણના જન્મદિન પ્રસંગે.
૫૧ શ્રી હેમુબેન કોટેચા, મોરબી—પુત્ર ઉત્તીર્ણ થતાં.
૬૦ શ્રી ચંદ્રવિદ્યા પી. મિસ્રી, ડભોઈ.
૨૧ શ્રી માણેકબેન વી. નાગર, મોરબી—ધર્મેન્દ્રના વેવિશાળ પ્રસંગે.

# આત્મા સચ્ચિદાનંદરૂપ

હિંમતલાલ વ્ર. રાવલ

આપણે સત્સંગદ્વારા કે સત્શાસ્ત્રના વાંચનદ્વારા જાણી શકીએ છીએ કે આપણું વાસ્તવિક સ્વરૂપ શરીર નહિ; પરંતુ આત્મા છે. શરીર અસત્, જડ અને દુઃખરૂપ છે; જ્યારે આત્મા આથી વિપરીત સ્વભાવવાળો સત્, ચિત્ અને આનંદરૂપ છે.

હવે આ આત્મા સત્, ચિત્ અને આનંદરૂપ કેવી રીતે છે તે જોઈએ.

પ્રથમ આપણે સત્રૂપ એટલે શું? ચિત્રૂપ એટલે શું? અને આનંદરૂપ એટલે શું? એ જાણવું જોઈએ. અને એ જાણ્યા પછી આપણો આત્મા આવો છે કે કેમ? તે વિચારવું જોઈએ.

## (૧) આત્માનું સત્પણું

પ્રથમ સત્ એટલે શું? અથવા સત્ કોને કહેવાય?

સત્ એટલે સત્ય. જેનો ત્રણે કાળમાં નાશ ન થાય. જે સદા અબાધિત હોય, જેનું સદા અસ્તિત્વ હોય, એ સત્ય. તો હવે આપણો આત્મા આવો છે? તે વિચારીએ.

આપણે નથી. આપણે ન હતા કે આપણે નહિ હોઈએ—એમ કદી માનીએ છીએ? નહિ. આ વાત સમજીએ.

શરીરની ત્રણ અવસ્થા. બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા. આ ત્રણે અવસ્થામાં આપણું અસ્તિત્વ છે કે કેમ તે વિચારો. જે આંપણે બાલ્યાવસ્થામાં હતા એ જ આપણે યુવા-

વસ્થામાં હતા અને હવે વૃદ્ધાવસ્થામાં પણ એજ છીએ. આપણા શરીરની અવસ્થાઓ બદલાઈ; પરંતુ આપણે તો એ ત્રણે અવસ્થાઓમાં એકરૂપે જ છીએ. આપણો અભાવ એકે અવસ્થામાં થયો નથી. આ ત્રણે અવસ્થામાં આત્માનું હોવાપણું એ જ આત્માનું સત્‌પણું.

જીવનની ત્રણ અવસ્થાઓ. જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ. આ ત્રણે અવસ્થામાં આપણું અસ્તિત્વ કોઈ નકારી શકે એમ નથી. જાગ્રત્‌નો અનુભવ આપણને સૌને છે કે જાગ્રત્‌માં આપણે છીએ. હું નથી અથવા મારો અભાવ છે એમ કોઈ કહેતું નથી. આમ જાગ્રત્ અવસ્થામાં આપણે આપણું અસ્તિત્વ માનીએ છીએ. તો એજ રીતે સ્વપ્નમાં પણ આપણે જ છીએ. જે જાગ્રત્‌માં હતા એ જ સ્વપ્નમાં પણ છીએ. જાગ્રત્‌માં જુદા અને સ્વપ્નમાં જુદા એવું નથી. જો એમ હોય તો સ્વપ્નની વાત જાગ્રત્‌માં આવ્યા પછી કેમ કહી શકાય? માટે જાગ્રત્ અને સ્વપ્ન બંનેનો જોનારો એક જ હતો. એથી જ સ્વપ્નની વાત જાગ્રત્‌માં કહી શકાય છે, એ જ રીતે સુષુપ્તિમાં પણ એ જ આત્મા હાજર છે. જે જાગ્રત્‌માં આવ્યા બાદ સુષુપ્તિનો અનુભવ કહી શકે છે. કે આજે હું આનંદથી ઘસઘસાટ ઊંઘ્યો. મને કંઈ સ્વપ્ન આવ્યું નહિ. મને કંઈ ખબર પડી નહિ.

આથી સાબિત થાય છે કે જીવનની ત્રણે અવસ્થામાં– જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિમાં આપણું અસ્તિત્વ, આપણું સત્‌પણું, સળંગ સૂત્રરૂપે રહ્યું જ છે. જેમ માળાના મણકાઓમાં દોરાનું (સૂત્રનું) અસ્તિત્વ સદા છે જ.

તેવી જ રીતે વર્તમાન, ભૂત અને ભવિષ્ય—એ ત્રણે કાળમાં

પણ આપણે તો સદા હાજર જ છીએ. જે હાલ વર્તમાનમાં છીએ, એ જ ભૂતકાળમાં હતા અને ભવિષ્યમાં પણ આપણું અસ્તિત્વ તો રહેવાનું જ. હા, કદાચ આ શરીર બદલાય, આ શરીર ન રહે એ બને.

તેમ જ આ જીવનમાં જેમ આપણું હોવાપણું છે, એમ જ આ પહેલાના જીવનમાં પણ આપણે તો હતા જ. શરીર બીજું હતું. તેમ જ હવે પછીના જીવનમાં આપણે તો એના એ જ હઈશું. શરીર બીજું હશે! પુનર્જન્મમાં આપણે તો માનીએ છીએ. પુનર્જન્મમાં શરીર બદલાય છે. આત્મા તો એજ હોય છે.

આમ આપણો—આપણા વાસ્તવિક સ્વરૂપ આત્માનો—કદીએ નાશ થતો નથી. આ માટે ગીતામાં પ્રમાણ છે—नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः।

આ રીતે યુવા, બાલ્ય અને વૃદ્ધાવસ્થા તેમ જ જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થા તથા વર્તમાન, ભૂત તથા ભવિષ્ય-કાળ—એમ સર્વ અવસ્થા અને સર્વકાળમાં આપણું અસ્તિત્વ સદા રહે છે. આપણો કદીએ નાશ થતો નથી. માટે માનવું જોઈએ કે આપણો આત્મા સત્રૂપ છે.

## (૨) આત્માનું ચિત્પણું

ચિત્ એટલે પ્રકાશ. જ્ઞાનરૂપી પ્રકાશ અથવા અનુભવ કે જાણવાપણું. હવે આત્માનું ચિત્પણું, આત્માનું જ્ઞાનસ્વરૂપ અથવા અનુભવપણાનો વિચાર કરીએ.

બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા—આ ત્રણે અવ-સ્થાના જાણનાર—અનુભવ કરનાર આપણે જ છીએ. આપણો આત્મા છે. બાલ્યાવસ્થાનો અનુભવ આપણને હતો. યુવાવસ્થાનો

અનુભવ પણ આપણને જ હતો. અને હવે વૃદ્ધાવસ્થાને પણ આપણે જ અનુભવીએ છીએ. આપણે જ જાણીએ છીએ. આ રીતે આ ત્રણે અવસ્થામાં જેમ આત્માનું જ હોવાપણું હતું, એમ જાણવાપણું પણ આત્માનું જ છે, એથી આત્માનું ચિત્તપાણું. જાણવાપણું સાબિત થાય છે.

એ જ રીતે આ જાગ્રત્‌ને આપણે જ જાણીએ છીએ. સ્વપ્નને જાણનાર આપણે જ છીએ. અને સુષુપ્તિના જાણનાર પણ આપણે જ છીએ. એ ત્રણે અવસ્થાના જાણનાર ત્રણ અલગ અલગ આત્મા નથી. જો અલગ અલગ આત્મા હોય તો જાગ્યા પછી સ્વપ્ન કે સુષુપ્તિનો અનુભવ ન જણાવી શકે. માટે સાબિત થાય છે કે એ ત્રણે અવસ્થાઓમાં સળંગ સૂત્રરૂપે—જાણકારરૂપે—આપણે જ રહ્યા છીએ. આપણો આત્મા જ જાણકાર અથવા ચિત્‌રૂપે રહેલો છે. હવે પ્રશ્ન થાય કે જાણવાનું કામ તો મન કરે છે. તો આ સાચી સમજ નથી. મન તો જડ છે. બાકી એનામાં જાણવાની શક્તિ નથી. જ્ઞાન થવામાં, જાણવામાં મન સાધનરૂપ છે, એના દ્વારા જાણી શકાય છે એ વાત ખરી. બાકી જાણનાર, અનુભવનાર તો આત્મા જ છે. માટે આત્મા ચિત્‌રૂપ છે.

તેમ જ વર્તમાનકાળને આપણે જાણીએ છીએ. ભૂતકાળને જાણનાર આપણે જ હતા. અને ભવિષ્યને જાણનાર પણ આપણે જ હઇશું. આ ત્રણે કાળને જાણનાર આપણા આત્મા સિવાય બીજો કોઇ નથી. મન, ઇન્દ્રિયો વગેરે તો જાણવામાં નિમિત્ત અથવા સાધનરૂપ બને છે એટલું જ.

આ રીતે બાલ્યાવસ્થા, યુવાવસ્થા તથા વૃદ્ધાવસ્થા તેમ જ

જાગ્રત્, સ્વપ્ન તથા સુષુપ્તિ તથા વર્તમાન, ભૂત તથા ભવિષ્ય-કાળ—આ બધાનો જાણનાર આપણો આત્મા છે. આમ આત્માનું ચિત્પણું, પ્રકાશવાપણું સાબિત થાય છે.

## (૩) આત્માનું આનંદસ્વરૂપ

હવે આપણે આત્માના આનંદસ્વરૂપ વિષે વિચારીએ.

આત્માથી વિશેષ આનંદરૂપ કોઈ નથી. સૌને પોતાનો આત્મા જ વિશેષ આનંદરૂપ છે. એનો જ આનંદ સર્વત્ર ભાસી રહ્યો છે. એનાથી જ બીજું સર્વ કંઈ આનંદરૂપ જણાય છે.

આપણને વિષયો આનંદરૂપ લાગે છે; પરંતુ આત્માથી જ એ વિષયો આનંદરૂપ જણાય છે. આત્માના આનંદની જ વિષયોમાં છાયા પડે છે. વિષયો પોતે આનંદરૂપ નથી. વિષયો તો આત્માનંદ અનુભવવામાં નિમિત્ત છે. સાધન છે, જો વિષયોમાં આનંદ હોય તો એ આનંદ વિષયો આપણી પાસે હોય ત્યાંસુધી આનંદનો અનુભવ થવો જોઈએ. પરંતુ એમ બનતું નથી. એકના એક વિષયોથી દર વખત સરખો આનંદ મળતો નથી.

દા. ત:—એકવાર લાડુ કે દૂધપાકથી પૂર્ણ તૃપ્તિ થઈ ગયા બાદ દૂધપાકનો એક ઘૂંટ કે લાડુનું એક બટકું આપણને આનંદરૂપ નથી લાગતું. એટલું જ નહિ પરંતુ વિરુદ્ધમાં જીવને અકળાવનાર થઈ પડે છે. એ જ રીતે પુત્ર, પરિવાર, સ્ત્રી કે સ્નેહીજન જે આપણને આનંદરૂપ જણાય છે. એ આનંદ આપણા આત્માનો જ આનંદ છે. એ પુત્ર, સ્ત્રી કે સ્નેહીમાં આનંદ નથી. જો હોય તો સદા ટકવો જોઈએ; પરંતુ એ પુત્ર, સ્ત્રી કે સ્નેહી આપણને અનુકૂળ ન રહે; આપણને પ્રતિકૂળ જણાય તો દુ:ખરૂપ જણાય છે. પુત્ર ચારિત્ર્યવાન હોય; સારું કમાતો હોય;

આપણી કીર્તિને વધારતો હોય તો એ આપણને આનંદરૂપ લાગે છે. પરંતુ આપણને પ્રતિકૂળ હોય; ચારિત્ર્યહીન બની આપણી કીર્તિને કલંકિત કરતો હોય તો એ જ પુત્ર આપણને દુઃખદાયી લાગે છે. આમ પુત્ર આપણને આનંદરૂપ ન હતો. આપણો આત્મા આપણને આનંદરૂપ હતો. આત્માથી—આત્માને અનુકૂળ હતો તેથી—એ આનંદરૂપ લાગતો હતો. બાકી એનામાં આનંદ હતો જ નહિ. એ તો સ્વરૂપના (આત્માના) આનંદને અનુભવવા માટેનું એક નિમિત્ત હતો.

આ રીતે આપણો આત્મા જ આપણને સૌથી વિશેષ પ્રિય છે. આત્માથી વિશેષ કંઈ પ્રિય નથી. આત્માના ભોગે કંઈ પ્રિય જણાતું નથી. કોઈ વસ્તુ કે પદાર્થ કે વ્યક્તિ જેમ આપણી—આપણા આત્માની—વધુ નજીક તેમ આ પદાર્થ કે વ્યક્તિ આપણને વધુ પ્રિય લાગે છે. આપણું કુટુંબ સમાજના બીજા માણસો કરતાં આપણા આત્માની વધુ નજીક છે. માટે સમાજના બીજા માણસો કરતાં આપણા કુટુંબને આપણે વધુ ચાહીએ છીએ. એ જ રીતે કુટુંબના સભ્યો કરતાં આપણું શરીર આપણા આત્માની વધુ નજીક છે માટે કુટુંબના સભ્યો કરતાં આપણા શરીર પર આપણને વધુ પ્રેમ છે. આપણા શરીરના ભોગે કુટુંબને નહિ ચાહીએ. એ જ રીતે શરીર કરતાં ઈન્દ્રિયો; ઈન્દ્રિયો કરતાં પ્રાણ; પ્રાણ કરતાં આપણું સ્વરૂપ—આપણો આત્મા—વધુ નજીક હોવાથી (આપણું સ્વરૂપ જ હોવાથી) આત્મા વધુ પ્રિય છે. એથી જ આપણા આત્માની શાન્તિ કે સુખ ખાતર આપણને પ્રિય એવા પ્રાણને પણ છોડવા તૈયાર થઈએ છીએ, કારણ કે આત્માની અપેક્ષાએ પ્રાણ દૂર છે. અંતિમ અવસ્થાએ વ્યાધિનું દુઃખ સહન ન થવાથી આપણે કહીએ છીએ કે—"હવે તો આ પ્રાણ જાય તો ઠીક."

આ રીતે આપણો આત્મા એ સૌથી વિશેષ પ્રિયરૂપ–આનંદરૂપ છે.

આમ આપણા આત્માનો કોઈ કાળે નાશ નથી માટે એ સત્‌રૂપ છે. એ બધાને જાણવાવાળો છે માટે ચિત્‌રૂપ છે. અને એ જ સર્વના આનંદનું મૂળ છે માટે એ આનંદરૂપ છે આમ આત્મા સચ્ચિદાનંદરૂપ છે.

આત્માનું આ સત્, ચિત્ અને આનંદપણું આપણને અનુભવાતું નથી એનું કારણ એ છે કે આત્માને બદલે આપણે આપણા શરીરને, ઈન્દ્રિયોને, મનને કે પ્રાણને આપણું સ્વરૂપ માની બેઠા છીએ. એમાં જ સ્વરૂપની દૃઢતા કરી છે. માટે એમના ધર્મો આપણે અનુભવી સુખી કે દુઃખી થઈએ છીએ. એમના ધર્મો જે અસત્, જડ તથા દુઃખરૂપ છે એનો અનુભવ આપણને થાય છે, કે જે ધર્મો આત્માના સત્, ચિત્ત તથા આનંદથી વિરુદ્ધના છે. માટે હવે આપણે આત્મા જ છીએ. આપણે સત્‌રૂપ, જ્ઞાનરૂપ અને આનંદરૂપ જ છીએ; એવો અભ્યાસ દૃઢ કરીએ તો જીવન સફળ થાય. અને આપણે સાચા સુખનો અનુભવ કરી શકીશું.



શ્રીયોગવાસિષ્ઠમાં "सर्वभूतहिते रताः" આમ સમજાવ્યું છે.

येन केन प्रकारेण यस्य कस्यापि देहिनः ।
सन्तोषं जनयेद् राम तदेवेश्वरपूजनम् ॥

ગમે તે દેહધારીને, બને તેવા પ્રયત્નથી,
સંતોષ આપવો રામ, એ ભૂતહિતસાધન.

# પૂ. માનો એક દૃષ્ટિપાત

સર્વેશ્વરી પદરેણુ

પૂ. મા આજે ખૂબ પ્રસન્ન છે. જો કે રોજ જ તેઓ પ્રસન્ન હોય જ છે, છતાં કેટલાક પ્રસંગોએ એમની પ્રસન્નતાનો કોઇ પાર નથી હોતો. એવા પ્રસંગોએ પૂ. માની વિનોદવૃત્તિ પણ ચોમાસાના વરસાદની ધારાઓથી પુષ્ટ થયેલી નદીની જેમ મત્ત થઇને અભિવ્યક્ત થતી રહે છે.

પૂ. માને પ્રાર્થના ખંડના દેવસ્થાનના મંદિરના અંદરના ભાગમાં પહેલાં આરસ ચોંટાડાવવાની ઇચ્છા થાય છે. પરંતુ જેવા રંગનો આરસ મા ઇચ્છે છે. તેવો સળંગ આરસ અહીં ઉપલબ્ધ નથી. એટલે એ વિચાર પડતો મૂકાય છે.

પછી બીજું સૂચન એવું થાય છે કે મંદિરના વચલા ભાગમાં રંગ કરી દઇએ તો! સરસ થઇ જશે.

પૂ. મા કહે, 'એ તો સારું થશે જ, પરંતુ આખા પ્રાર્થના ખંડને જ ડીસ્ટેમ્પરથી રંગી નાંખીએ તો? એકાદ દિવસમાં એ કામ પતે ખરુ !'

શ્રી કંચનભાઇએ જવાબ આપતાં કહ્યું, "મા, બે દિવસ તો લાગે જ."

'તો આજે જ કામ શરુ કરો. અરે હમણાં જ.'

ને કામ શરુ થઇ ગયું. પૂ. માએ શ્રી મંજુલાબેન, મહાલતાબેન, ચંપાબેન, રંજનબેન સહુને કહ્યું આ દિવાલો

ઘસવાની હોય તો ઘસવા લાગો. પછી આ પંડિત, બાપજી ને કંચનભાઇ ઉપરની દિવાલો ઘસીને ચૂનો કાઢી નાંખશે.

કદાચ કોઇ કોન્ટ્રેક્ટરને કે કારીગરને આ કામ સોંપ્યું હોત પાંચ છ દિવસ કાઢી નાંખત, પરંતુ સંપત્તિ કે સખ્તાઇથી કરાતા કામોને બદલે અહીં તો પ્રેમનું શાસન હતું. અમુક સમયે જ ને આટલા કલાકો જ કામ થાય એવી કોઇ મર્યાદાઓ ન હતી. એટલે સહુ કામે લાગી ગયાં. ખરતા ચૂનાની રજથી સહુનાં સ્વરૂપો કલાકેકના કામ પછી એવાં તો બદલાઇ ગયાં કે જોઇને હસવું જ આવે. જેણે કલમથી જ કામ કર્યું એવા પંડિત માટે હાથોની મજૂરીનું આ કામ અઘરું ઘણું; પરંતુ એ પ્રેમથી કરે જાય છે. તો વળી બાપજીએ કયા દિવસે હાથમાં કાથી લઇ દિવાલો ઘસેલી કે રંગની પીછીઓ પકડેલી?—એ પણ આ મારું કામ નહિ, એવા સહેજ પણ માનસિક પ્રતિકાર વગર કામે લાગી ગયા.

અને ત્રણચાર બેનોએ જીવનમાં કદી જે કામ નહિ કરેલું તે કરવામાં પ્રસન્ન મને જોડાઇ ગયાં. સહુ આનંદથી કામ કરી રહ્યાં હતાં, ત્યાં પૂ. માને વિચાર આવ્યો. જોઇએ, કેટલું કામ થયું? અને અંદર આવતાં જ સહુનાં સ્વરૂપો જોઇ પૂ. મા ખડખડાટ હસી પડયાં. તુરત આદેશ આપ્યો, "મહાલતા, અરીસો લાવ તો."

ને તેઓ દોડતાં એક મોટા અરીસો લઇ આવ્યાં. સહુ ભાઇબહેનો પોતાના બદલાયેલા દેખાવ જોઇ મુક્તપણે હસી પડયાં. અમારા જેવા જોનારા પણ હસ્યા વિના શી રીતે રહી શકે?

વિનોદ અને હાસ્યથી આખું વાતાવરણ હળવું બની ગયું. સૌ પૂ. માની વિનોદવૃત્તિઓની ટીપ્પણીઓ સાંભળી આનંદ-

વિભોર બની ગયા. દોઢ બે કલાકના શ્રમનો થાક પૂ. માએ ક્ષણોમાં હરી લઇ સહુને ફરી કામ માટે સક્ષમ કરી દીધા.

રામાયણમાં લંકાકાંડમાં કે યુદ્ધકાંડમાં વાંચેલું કે પરિશ્રમથી કે યુદ્ધમાં થાકેલા વાનરોના પ્રતિ પ્રભુ રામ કેવળ એક દૃષ્ટિપાત કરતા અને સહુનો થાક ઉતરી જતો. સહુને નવી શક્તિ ને ઉત્સાહ પ્રાપ્ત થઇ જતાં. પૂ. માના સાન્નિધ્યે આજે અમે આજ સત્યનું પ્રત્યક્ષ પરિણામ નિહાળી રહ્યા.



**વિનાશી મોટાઇ ઉભી કરવાની કડાકૂટમાં શું કામ પડું**

નરેન્દ્ર (સ્વામી વિવેકાનંદ)નો અપરિણીત રહેવાનો નિશ્ચય અફર હતો. જ્યારે કુટુંબના માણસો એને ગૃહજીવનમાં પડવાનું આગ્રહપૂર્વક કહેતાં ત્યારે એ આવેશપૂર્વક ઉત્તર આપતો, "શું તમારે મને ડુબાડી દેવો છે? એક વખત પરણ્યો એટલે મારું આવી બનશે."

એક વખત એક મિત્રે એને કહ્યું : 'નરેન, નક્કી કરેલા ચોકઠામાં શા માટે ઠરી ઠામ ન થવું? તારી સમક્ષ જે ઉજ્જ્વળ ભાવિ પડયું છે તેના પ્રતિ વધુ ધ્યાન આપીશ તો તારી કારકીર્દિ ભવ્ય બની જશે.' ખભા હલાવીને નરેન્દ્રનાથે ઉત્તર આપ્યો "મને ઘણીવાર ધન અને સત્તા સંપાદન કરીને કીર્તિ અને લોક ચાહના મેળવવાની ઇચ્છા થઇ આવી છે પરંતુ ઊંડું ચિંતન કરતાં મને જણાયું છે કે મૃત્યુ તો છેવટ આ બધાંને ભરખી જવાનું છે! તો પછી મૃત્યુ જેનો નાશ કરી શકે એવી મોટાઇ ઊભી કરવાની કડાકૂટમાં શા માટે પડવું?"

# અભ્યાસ અને વૈરાગ્ય

શ્રી યોગેશ્વરજી

પહેલાના વખતમાં યોદ્ધાઓ લડવામાં ઢાલ ને તલવારનો ઉપયોગ કરતા અથવા તો તીર ને કામઠું વાપરતા. તેમ અજ્ઞાન ને અશાંતિરૂપી યોદ્ધાને તેમના સરદાર મનની સામે લડવા માટે અભ્યાસ ને વૈરાગ્યનાં બે શસ્ત્રોનો ઉપયોગ કરવાનો છે. વૈરાગ્ય ઢાલ છે ને અભ્યાસ તલવાર છે. અથવા કહો કે વૈરાગ્ય ધનુષ્ય છે ને અભ્યાસ તલવાર છે. અથવા જરા જુદા શબ્દોમાં કહો કે અભ્યાસ ને વૈરાગ્યની બે પાંખ છે, તેમનો આધાર લઈને સાધકે સલામત થવાનું છે ને ઉન્નતિના આકાશમાં ઉડવાનું છે. સંસારના બધા પદાર્થોમાંથી રાગને કાઢી નાંખો ને તેને પ્રભુમાં જોડી દો. આ બે કામ કરો એટલે વૈરાગ્યની સાધના પૂરી થઈ એમ કહી શકાશે.

એક માણસ નવલકથા વાંચે છે. વાંચવામાં તે એટલો બધો મગ્ન બની જાય છે કે આજુબાજુ શું બની રહ્યું છે તે પણ ભૂલી જાય છે. કોઈ પાસે આવીને ઊભું રહે છે તો પણ તેને કેટલીકવાર ખબર નથી પડતી. વાંચવામાં તેનું મન આટલું બધું ડૂબી જાય છે તેનું કારણ? કારણ તેને નવલકથા ખૂબ ગમે છે. સંસારનો બધો રસ જાણે નવલકથામાં જ ઉતરી ગયો હોય એવું તેને લાગે છે. તેથી વાંચવાના રસમાં તે ખાવાપીવાનું પણ ભૂલી જાય છે. નવલકથા પૂરી ના થાય ત્યાં સુધી બીજું કોઈ યે કામ કરવાનું તેને ગમતું નથી. નવલકથામાં તેને રાગ થયો છે એટલે બીજી વસ્તુનો

રાગ આપોઆપ દૂર થાય છે, ને એકાગ્રતા સહજ થાય છે. એકાગ્રતાનું આ જ રહસ્ય છે.

પરમાત્મામાં રાગ થાય ને પરમાત્મા જ સુખદાયક ને મેળવવા જેવા છે એમ સમજાય, તો બીજા પદાર્થોનો રાગ દૂર થઈ જાય, ને પરમાત્માના સ્મરણ, મનન ને ધ્યાનમાં મન એકાગ્ર બની જાય. ભૂખ લાગે છે એટલે બાળક તરત માની પાસે દોડી જાય છે ને ખોરાકની માંગણી કરે છે. તેને ખાવાનો લાભ મળી જાય છે. ધરાયેલું બાળક તો ફરતું ફરે છે. તેને એ લાભ ક્યાંથી મળે?

સંસારના વિષયોથી ધરાઈ ગયેલા માણસો તે પ્રમાણે વિષયોમાં જ રમ્યા કરે છે. પણ જેનું મન ઈશ્વરના પ્રેમની ઝંખના કરતું રોઈ ઊઠે છે ને તે દશામાં જે ઈશ્વરની પાસે પહોંચી જાય છે, તેને ઈશ્વરની કૃપાથી એકાગ્રતાનો આનંદ જરૂર મળી જાય છે, ઈશ્વરરૂપી માતા તેને એકાગ્રતા ને આનંદ બંને આપે છે. માટે સંસારમાંથી મમતા દૂર કરો, આસક્તિ કાઢી નાંખો, ને ઈશ્વરમાં પ્રીતિ કરવા તૈયાર થાવ. મન આપોઆપ વશ થઈ જશે. ધ્યાન, જપ કે બીજી જે પણ સાધના કરો, તેમાં રસ ઉત્પન્ન કરો. પછી મન દોડાદોડી કરવાનું બંધ કરીને સ્થિર થઈ જશે.

સાથે સાથે હિંમત હાર્યા વિના અભ્યાસ ચાલુ રાખો. જે સાધના કરો તે નિયમિતપણે કરતા રહો. સતત સાધના કરવાથી રસ આપોઆપ આવશે ને મન સ્થિર બનશે. બાળક નિશાળે જવાનું શરૂ કરે ત્યારે ભણવાનું તેને દરેક વખતે સારું લાગે છે ખરું? કેટલાંક બાળકોને તો ભણવાનું ગમતું જ નથી ને નિશાળનું નામ સાંભળીને તે રોવાનું શરુ કરે છે. છતાં માબાપ

તેમને નિશાળે મોકલે છે. પણ પછી તેમનું મન લાગી જાય છે ને નિશાળ તેને મીઠી લાગે છે, પછી તો તેમને નિશાળે જવાની ના કહેવામાં આવે તો તે રડવા માંડે છે. એવી દશા થઇ જાય છે.

સતત અભ્યાસથી મનની પણ એવી દશા થઇ જાય છે ને પછી તો મનને સાધનામાં એટલો બધો આનંદ આવે છે કે ઈશ્વર સ્મરણ ને ધ્યાનનું કામ મૂકીને તેને ક્યાંય જવાનું જ નથી ગમતું. આઠે પહોર તે સાધનાના આનંદમાં જ મસ્ત રહે છે.

અભ્યાસ કેટલીય જાતનો હોય છે. સારા પુસ્તકોનું શ્રવણ, મનન, વાંચન, આત્મપરીક્ષણ ને સારા પુરુષોનો સમાગમ પણ અભ્યાસ કહેવાય છે. તેથી પણ મન વશ થાય છે. તેમાંય સંતપુરુષોનો સમાગમ તો ભારે મદદરૂપ થાય છે. તેમના સમાગમમાં સારા વિચારો ને સારા ભાવો વધારે દૃઢ બને છે. મન ઈશ્વર તરફ સહેલાઇથી વળે છે. માટે સંત સમાગમ જરૂર કરવો. તે ના મળે તો સારાં પુસ્તકો તો જરૂર વાંચવા. મનની નબળાઇને ઓળખીને દૂર કરવા કોશીષ કરવી. તેમ કરવાથી મન વશ થશે ને સાધનામાં લાગી જશે.

માણસો ફરિયાદ કરે છે કે સાધના કરવાનું મન તો ઘણું થાય છે, પણ સમય મળતો નથી, પ્રભુસ્મરણ ને સત્સંગનો આનંદ પણ લેવો છે પરંતુ ફૂરસદ નથી તેવી તેમની ફરિયાદ નકામી છે. તેવા લોકો મેળામાં જવાનું હોય તો જરૂરી કામ મૂકી દઇને પણ તૈયાર થઇ જાય છે. ટોળટપ્પાં મારવાનો સમય કાઢી શકે છે, ને આળસુ થઇને પડયો રહે છે કે ફર્યા કરે છે પણ પોતાની ભલાઇનું કામ કરવાનો વખત કાઢી શકતો નથી. તેનું કારણ વખત નથી તે નહિ, પણ ભલાઇના કામમાં તેમને રસ

નથી તે છે. વખત કાંઈ બધાને મળતો નથી. જેમને કાંઈ જ કામ નથી, તેવા નવરા માણસો જ સાધનાના કામમાં પડે છે એમ નથી. વખત તો માણસે પોતે કાઢવાનો છે. જેને રસ છે તે તો ગમે તેમ કરી વખત કાઢી લે છે ને વખત કાઢવો જ જોઈએ. જ્યારે મરણ આવશે ત્યારે કામ મૂકીને વખત કેવી રીતે કાઢશો? માટે સમય નથી મળતો તે ફરિયાદ નકામી છે. ખાવાનો, ફરવાનો ને ઊંઘવાનો સમય મળે ને સાધનાનો સમય કેમ નથી મળતો તે કહેશો? ગમે તેમ કરીને સમય કાઢીને તમારી ઉન્નતિના કામમાં લાગી જાવ, લગીર જેટલા જીવનનો સદુપયોગ કરવા કમર કસો તો જ આનંદ મેળવી શકશો.



# મનને સ્વસ્થ ને શુદ્ધ રાખતા શીખો

વિનોદ ખંભોળજા

સમગ્ર રાષ્ટ્રમાં આધ્યાત્મિક ચેતના પ્રસરાવનાર ત્યાગ અને તપશ્ચર્યાની મૂર્તિસમા મહાપુરુષ સ્વામી રામકૃષ્ણ પરમહંસ મનની શુદ્ધતા રાખવા ઉપર ખાસ ભાર મુકતા. મન એટલું બળવાન છે, માટે તેની કાળજી લેવાનું શાસ્ત્રોમાં પણ કહેવામાં આવ્યું છે.

શ્રીમદ્ ભગવદ્ગીતામાં અર્જુન કહે છે–

ચંચલં હિ મનઃ કૃષ્ણ
પ્રમાથિ બલવદ્દૃઢમ્।
તસ્યાહં નિગ્રહં મન્યે
વાયોરિવ સદુષ્કરમ્॥

હે કૃષ્ણ, આ મન તો ચંચળ, વિહ્વળ કરનાર, બળવાન અને દૃઢ છે. મનનો નિગ્રહ વાયુની પેઠે હું અતિદુષ્કર માનું છું. પવનના જેવી ગતિ છે. મનુષ્યને તે ડગાવી મૂકે છે. છતાં તેના ઉપર પકડ જમાવવાનું આવશ્યક છે.

મનને શુદ્ધ રાખવા સંબંધે સ્વામી રામકૃષ્ણ પોતાના એક ગુરુ તોતાપુરીજીએ કહેલ પ્રસંગ સૌને સંભળાવતા. તોતાપુરીજી પાસે પોતાની મૂડીમાં ફક્ત એક જળપાત્ર, ચીપીયો અને ચાદર હતાં તેઓ અચૂકપણે ધ્યાન કરતા.

પોતાના પીત્તળના આ લોટાને અજવાળીને કાયમ ચકચકાટ રાખનાર તોતાપુરીજી કહેતા, 'જુઓ, આ કેવું ઝગારા મારે છે હું એને દરરોજ સાફ ન કરું તો એ કાળું પડી જાય'

'મનુષ્યના મનનું પણ એવું જ છે. માણસ દરરોજ મનને ધ્યાન ભજનથી શુદ્ધ ન રાખે, તો એ મલિન બની જાય.'

મનની શુદ્ધતાનો સવાલ છે. શ્રી કબીર સાહેબ તો કહે છે કે, "મન મેરા પંખી ભયા"—આ મન તો પંખીની જેમ ક્યારેક અહીં તો ક્યારેક તહીં, સાચા ખોટા ઠેકાણે ઉડીને બેસી જવાની શક્યતા ખરી જ! પરંતુ તેને સત્કાર્યમાં સ્થિર કરવાથી તે સાચા ઠેકાણે રોકાયેલું રહે.

ગીતામાં અર્જુનને મન ઉપર કાબૂ મેળવવાની બાબતને મુશ્કેલ, પરંતુ તેની ઉપર કાબૂ મેળવવાનો રસ્તો પણ સૂચવાયો છે.

અભ્યાસેન તુ કૌન્તેય,
વૈરાગ્યેણ ચ ગૃહ્યતે!

અભ્યાસ અને વૈરાગ્યની ભૂમિકા મનની શુદ્ધતામાં, સ્થિરતામાં મદદરૂપ બને છે. ઋગ્વેદાદિભાષ્ય ભૂમિકામાં કહેવાયું છે કે, જ્યારે મનુષ્ય મનને જીતી લે છે પછી ઈન્દ્રિયોને જીતવાનું એને મેળાયે થાય છે; કારણ કે મન ઈન્દ્રિયોને ચલાવવાવાળું છે, પ્રચંડ વાવાઝોડું જેમ મજબૂત વૃક્ષો કે લોખંડી થાંભલાઓને પણ ઉથલાવી મૂકે છે, તેમ અશુદ્ધ, ડગી ગયેલું મન ધીરજ, સંયમ, નિષ્ઠા જેવા સદ્‌ગુણોને થોડા સમય માટે પણ ઝૂકાવી શકે છે. માટે જ સ્વામી રામકૃષ્ણ મનની શુદ્ધતા ઉપરના મહત્ત્વને ઉદાહરણો આપીને સમજાવતા.

આપણે કહીએ છીએ કે, "દાળ બગડી તેનો દિવસ બગડયો અને અથાણું બગડયું તેનું વરસ બગડયું." પરંતુ જેનું

મન કાબૂમાં ન રહ્યું, અશુદ્ધ થયું, તેની તો આખી જિંદગી ધૂળ ધાણી થઇ જાય છે. કોઇપણ વિચારને અમલી બનાવવા માટે મનથી નિર્ણય કરાય છે. ત્યારે તેમાં તેની અસરોનો ખ્યાલ ન રખાય તો ક્યારેક ગંભીર પરિણામો આવીને ઊભાં રહે છે. અશુદ્ધ મન ક્યારેક આફતોની હારમાળા સર્જી નાંખે છે. કદાચ આથી જ શ્રી કબીર સાહેબ કહે છે કે, 'મન કે હારે હાર હૈ, મન કે જીતે જીત!' મન ઉપર કાબૂ મેળવનાર જીતે છે, જ્યારે મનથી હારી જનારો વિનાશ નોંતરી લાવે છે.

શ્રીમદ્ ભાગવતમાં શ્રી પરીક્ષિતરાજાની કથા આવે છે. મન અશુદ્ધ થતાં, ડગી જતાં, રાજાએ કેવો નિર્ણય લઇ લીધો તે જોતાં સમજાય છે કે શુદ્ધ અને સ્વસ્થ મન રહે, રાખીએ તે આવશ્યક છે.

એક વખત રાજા વનમાં શિકારની શોધમાં ફરી રહ્યા છે. ખૂબ ખૂબ ફર્યા. પરંતુ શિકાર હાથ લાગતો નથી. વનમાં ફરતાં ફરતાં, તેઓની નજરે એક આશ્રમ ચડયો. કંટાળેલા રાજાને વિશ્રામની ઇચ્છા થઇ હશે. રાજા ત્યાં પહોંચે છે.

આ શ્રમિકઋષિનો આશ્રમ હતો. ઋષિનું મન પ્રભુના ધ્યાનમાં લીન બન્યું હતું. પરમાત્માના સ્મરણમાં ધ્યાન મગ્ન બનેલા ઋષિને પોતાના આશ્રમમાં કોઇ આવ્યું છે તેની ખબર પડી નહીં. આમેય, જેનું મન પરમાત્મા સાથે એક બન્યું છે તેને શું ફિકર હોય! તેને મન રાજા હોય કે રંક, અમીર હોય કે ગરીબ, નાનો હોય કે મોટો, ઉંચ હોય કે નીચ; બધાંય સરખા જ હોયને!? આ ભેદ તો ઈશ્વરને સમજવામાં ભૂલ કરી બેઠેલા વર્ગે પાડયા હોય એમ લાગે છે. પરમાત્મા સમક્ષ તો સૌ કોઇ સરખા

જ છે. તુલસીદાસજીના મત મુજબ ઈશ્વરને ઓળખનાર માટે તો આખું જગત, 'સિયારામમય સબ જગ જાની'–બની જાય છે. દૃષ્ટિમાં સમતા આવે છે.

ઋષિ ધ્યાનમગ્ન હતા. પોતાના આશ્રમમાં મહારાજા પધાર્યા છે તેની ખબર રહી નહીં. પરંતુ પરીક્ષિત 'તો જાગ્રત્ હતાને? એમનું મન તો જાગ્રત્ હતું ને? પણ તે મલિન બન્યું. પરીક્ષિતને અહંકારે પકડયા. મનથી ડગી ગયા!

એવી કથા છે કે, રાજાએ પહેરેલા સુવર્ણ મુકુટમાં કલિએ પ્રવેશ કર્યો. જીવનમાં કલિયુગ પ્રવેશે એટલે આફતો શરુ થાય. કલિયુગ એટલે દુર્ગુણોનો ભંડાર! દુર્ગુણો મન ઉપર પ્રતિકૂળ અસરો જન્માવે. રાજાને થયું કે, "આ ઋષિને મારો આદરસત્કાર કરવાનોય વિવેક નથી?–મનમાં અભિમાન અને વ્યર્થ વિચારો પ્રસર્યા. ઋષિના ધ્યાનનો ગલત ખ્યાલ કરી બેઠેલા રાજાને દુર્બુદ્ધિ સૂઝી. પરીક્ષિતને પરીક્ષા લેવાની ઇચ્છા થઇ!

બરાબર આજ સમયે, આશ્રમ પાસેથી એક સર્પ પસાર થતો જોઈને રાજાએ તેને મારી નાંખ્યો. મરેલા આ સર્પને ઋષિના ગળામાં નાંખી દઈ રાજા પોતાના નગરમાં પાછા ફર્યાં.

થોડા સમયમાં જ્યારે ઋષિપુત્ર આશ્રમમાં આવ્યો ત્યારે પોતાના પિતાના ગળામાં નાંખેલા સર્પને જોઇ તેનું હૃદય દુઃખી બન્યું. ઋષિપુત્રએ શાપ આપ્યો કે, 'મારા પિતાના ગળામાં જેણે આ સાપ નાંખ્યો હોય તેનું સાત દિવસમાં મૃત્યુ થજો!'

બીજી તરફ પોતાના મહેલમાં પાછા ફરેલા રાજાનું મન ધીમે ધીમે ક્રોધ અને અહંકારથી મુક્ત થતાં, પોતે કેવું અધમ કૃત્ય

આચર્યું તે માટે બરાબરનો પસ્તાવો થઇ રહ્યો હતો. અશુદ્ધ મન, ફરીને સ્થિર થતાં, શુદ્ધ થતાં રાજાએ પોતાના હાથમાંથી સરી ગયેલી બાજી પરમાત્માને મેળવીને સુધારી લીધી.

કહેવાનો, સમજવાનો આશય એટલો કે મન અશુદ્ધ થતાં, ડગી જતાં કેવાં ગંભીર પરિણામો આવી શકે છે તે વિચારી દરેક પ્રસંગે ખૂબ જ શાંતિ અને સ્વસ્થતાથી નિર્ણયો લેવા. મનને નિર્મલ રાખવું.



સ્ત્રી, પુત્ર, ધન અને સંપત્તિ માટે લોકો આંસુની નદીઓ વહાવે છે, પરંતુ ઈશ્વરને માટે એમ કોણ કરે છે? જો કોઇ મનુષ્ય ઈશ્વર ખાતર સાચા હૃદયથી આંસુ સારે તો જરૂર એને ઈશ્વરનાં દર્શન થાય.

* * *

ઊંચા આધ્યાત્મિક સત્યનો સાક્ષાત્કાર પામી ચૂકેલા ગુરુઓને જ્યારે કોઇ સુપાત્ર શિષ્ય મળી જાય છે, ત્યારે તેઓ એને એ સત્ય અનુભવ કરાવવા આતુર બને છે.

સ્વામી વિવેકાનંદ

# દર્દહારિણી મા

હરિશ્ચંદ્ર જાની

મારાં પત્નીને બે વર્ષ પહેલાં દરરોજ સવારે (ખુંખારામાં) કફ સાથે લોહી પડવાની શરુઆત થઇ. પછી તો દવાઓ ને ડોક્ટરી તપાસ ચાલુ થઇ. બેએક મહિના દવાઓ લીધી. કોઇ ફરક ન પડયો. પછી તો પાકા નિદાનની કાર્યવાહી શરુ થઇ. બ્લડ રીપોર્ટ એક્સરે વગેરે વગેરે—છેવટે કેન્સર ટેસ્ટ સુધીનું નિદાન કરાવ્યું, પણ કોઇ જ નિશ્ચિત રોગ જાણી શકાયો નહિ. સાથે દવાઓ પણ ચાલુ હતી. આ રીતે લગભગ દોઢેક વર્ષના લાંબા સમય સુધી દરરોજ અથવા ક્યારેક બેત્રણ દિવસે પણ અચુક લોહી કફ સાથે આવે જ. છેવટે પ્રભુનું શરણ લઇ પરમ પૂજ્ય શ્રી ગુરુદેવના ચરણે ચડાવેલ અને પરમ પૂજ્ય માના વરદ હસ્તે આપેલ ગુલાબનાં ફૂલો જે અમે હંમેશા પ્રસાદી તરીકે સાચવી રાખીએ છીએ, તેમાંથી એક એક પાંખડી લેવા માંડી. સાથે જ સંકલ્પ કર્યો કે જો કશી જ દવા વગર મટી જાય તો આપણે 'પૂ. મા—પ્રભુનું' વિધિપૂર્વક પૂજન કરવું અને અમારા ઉપર પૂજ્ય શ્રીની કૃપાવર્ષાનો અનુભવ જે અમોને સારાયે જીવનના અનેક પ્રસંગોએ થયો છે. તેનો પ્રત્યક્ષ અનુભવ ફરી એકવાર થયો. ને લોહી પડવાનું બંધ થઇ ગયું. છેલ્લા દોઢ વર્ષથી બિલકુલ સારું થઇ ગયું છે.

આ વાત આ વખતે 'પરમ પૂજ્ય કરુણામૂર્તિ મા'ને અમે કરી અને તે સાથે જ ગુરુપૂજન માટે અમારા ઘરે પધારવા

વિનંતિ કરી. અમારા મનમાં ક્યારેક પૂ. માનું નાજુક સ્વાસ્થ્ય જોતાં ખૂબ મંથન થતું અને 'પૂજ્ય મા'ને શારીરિક શ્રમ પડે તેનું દુઃખ થતું. સાથે સાથે એક વખત પૂ. મા અમારા ઘેર આવે તો ઘર તીર્થરૂપ બની જાયને પૂ. માના આશીષથી અમારું જીવન પણ ધન્ય બને. કાંઈક આધ્યાત્મિક પ્રગતિ થાય ને સાન્નિધ્યનો આનંદ પ્રાપ્ત થાય. પરિવારના સભ્યોને પણ લાભ થાય.

'સર્વજ્ઞાતા મા' અમારા મનનો ભાવ જાણી ગયાં. સાચે જગદંબાને આપણું મન જાણતા વાર થોડી જ લાગે! અને તે સાથે પૂજ્ય માએ સામેથી જણાવ્યું કે તા. ૧૩ મીએ પિનાકીનભાઈને ત્યાં અને તા. ૧૪ ડીસે. ૯૦ ના રોજ તમારે ત્યાં જરૂર આવીશું.

તા. ૧૪ મીએ આવેલ ભાઈ શ્રી વિજયભાઈ પુરોહિતે પ્રથમ પરમ પૂજ્ય શ્રી ગુરુદેવનું ષોડશોપચારવિધિથી ખૂબ જ ભાવપૂર્ણ રીતે પૂજન કરાવ્યું. તે દરમ્યાન ચિ. ભાઈ રાજીવ તથા ભાઈ શ્રી સંજય બંને પરમ પૂ. માને લેવા અંધેરી ગયેલા તે પરમ પૂ. મા સાથે બરાબર ૧૧ વાગે આવી ગયા. પૂજ્ય માનું. પણ ભક્તિભાવપૂર્વક સ્વાગત કર્યું અને પછી શ્રી વિજયભાઈએ 'પૂજ્ય મા'નું પણ વિધિપૂર્વક પૂજન કરાવ્યું. તે સમયે 'પરમ પૂજ્ય મા–પ્રભુ' એક જ સ્વરૂપે છે તેવો અલૌકિક ભાવ અમને પણ અનુભવવા મલ્યો.

તે દિવસે પૂજ્ય માને નિર્જળા હોવા છતાં અમારા ઉપર સંપૂર્ણ કૃપા કરી અમારે ઘેર પધાર્યાં તેથી અમે અમારા જીવનની કૃતાર્થતા અનુભવી.

અમદાવાદના આંગણે

# સમૂહ ગુરુપૂજન ને શુભેચ્છા સમારંભ

તંત્રી

અમદાવાદના આંગણે તા. ૨૩, જૂન ૧૯૯૧ ના રોજ એક સરસ આધ્યાત્મિક કાર્યક્રમ યોજાયો. સર્વમંગલ ચેરિટેબલ ટ્રસ્ટે, પ. પૂ. મા શ્રી સર્વેશ્વરી વિદેશયાત્રાએ પધારતાં હોઇ, ભારતના સાધકોની શુભેચ્છા વ્યક્ત કરવા આ કાર્યક્રમનું આયોજન કર્યું. તે નિમિત્તે સમૂહમાં ગુરુપૂજન પણ રાખવામાં આવ્યું. પાંચસો કરતાં વધુ દરેક સાધક ભાઇબહેનોને શાસ્ત્રોક્ત વિધિથી પૂ. ગુરુદેવના સ્વરૂપનું પૂજન કરવાનો આવો લહાવો પ્રથમ વાર જ મળ્યો. પૂજનનું આ વિરલ દૃશ્ય એવું અનુપમ લાગતું હતું કે જોનારના હૃદયમાં તે હંમેશ માટે કંડારાઇ જાય. પૂજનની વિધિ ખૂબ ભક્તિભાવપૂર્વક ભાઇ શ્રી વિજય પુરોહિતે કરાવી.

પૂ. મા શ્રી સર્વેશ્વરીની સમારંભમાં ઉપસ્થિતિ અને તેઓનું દર્શન સર્વ સાધકો માટે મોટા આકર્ષણનું મૂળ બની રહ્યાં.

પૂ. માની વિદેશયાત્રા નિમિત્તે શુભેચ્છા વ્યક્ત કરતાં જે પ્રવચનો થયાં તેના વિવિધ વક્તાઓમાં પ્રો. ડો. રમણલાલ જોષી પણ એક હતા. તેઓએ પૂ. શ્રી યોગેશ્વરજીને અંજલિ આપતાં કહ્યું કે તેઓનું શરીર યોગાગ્નિથી શુદ્ધ ને પવિત્ર થયેલું હતું. આવી વ્યક્તિઓને જરા, મૃત્યુ કે રોગ હોતા નથી. તેઓની વાણી એક ઋષિની વાણી, અનુભવની વાણી હતી. મારા તેઓ સાથેના પરિચયને હું ભગવાનની મોટી કૃપાના ફળરૂપ માનું છું. તેઓની

આત્મકથા "પ્રકાશના પંથે" તો તપશ્ચર્યાનો ગ્રંથ છે. એઓશ્રી એવી વ્યક્તિ હતા, જેમના મનનો તાર સતત પ્રભુ સાથે સંધાયેલો રહેતો.

કોઈ પણ પ્રજાની જ્ઞાનથી વિમુખી વૃત્તિ તેનો નાશ નોંતરે છે; અને પરા વિદ્યાથી અક્ષર કે આત્માને પામી શકાય છે, તે જ સાચું જ્ઞાન છે જે પ્રજા આવા અનુભૂતિના જ્ઞાનની ઉપેક્ષા કરે તે ગમે તેટલી ભૌતિક પ્રગતિ સાધે તોપણ સાચા અર્થમાં સુખી થઈ શકતી નથી.

ભગવાન તો ભક્તને આધીન છે. એનો સાચો ભક્ત જ્યાં ચાલતો હોય તેની પાછળ—એના પગની રજથી પવિત્ર થવા પ્રભુ પાછળ ચાલતા રહે છે. કવિ સુંદરમે આવા ભક્તની ભાવનાને વ્યક્ત કરતાં ગાયું છેઃ—"તવ હૃદયે અમ વાસ સદા હો." તો સાચા ભક્તની ખુમારીને વ્યક્ત કરતી પંક્તિઓ છેઃ—

"અને પ્રભુ જો મુજ પ્રેમ વાંછે,
આવે ભલે લયલા બનીને."

શ્રીયોગેશ્વરજીનાં લખાણોમાં એક સાચા સાહિત્યકારની ઘણી બધી શક્તિઓનાં દર્શન થાય છે. પૂ. માતાજીને અંજલિ આપતો તેઓનો કાવ્ય સંગ્રહ 'તર્પણ' અનોખી ભાત પાડે છે. એનું આમુખ લખવાનું સૌભાગ્ય મને પ્રાપ્ત થયું છે.

તેઓશ્રી સાથેના પરિચયને લીધે જ પૂ. મા શ્રી સર્વેશ્વરી સાથે પણ મારો સંબંધ રહ્યો છે. તેઓ વિદેશ જાય છે ત્યારે અંતરની શુભેચ્છા વ્યક્ત કરું છું, કારણ કે તેઓની યાત્રા ધર્મયાત્રા છે, અધ્યાત્મની યાત્રા છે. પૂ. યોગેશ્વરજીનો સંદેશ વિશ્વમાં પ્રસાર પામે તે માટે તેઓ જઈ રહ્યાં છે. તેઓ સફળ થાય એવી શુભેચ્છા.

અધ્યાત્મના તંત્રી શ્રી નારાયણભાઈ જાનીએ પૂ. માને સફળ વિદેશ યાત્રા ઈચ્છીને કહ્યું હતું કે પૂ. ગુરુદેવની સેવા જે જે વ્યક્તિઓએ કરી છે, તે સહુ પ્રત્યે આપણે આદરભાવથી વર્તવું જોઈએ, તો જ તેઓ પ્રસન્ન રહે.

શ્રી ઈશ્વરભાઈ ભક્ત (પરમાર્થી)એ કહ્યું કે પૂ. માનું વિચરણ તેઓની પોતાની ઈચ્છા પ્રમાણે થતું નથી તેની પાછળ પૂ. ગુરુદેવની પ્રેરણા કામ કરી રહી હોય છે.

પૂ. શ્રીના જીવનની એક અદ્ભુત ઘટના છે કે પોતાના શિષ્યા પૂ. મામાં તેઓએ પ્રારંભથી જ ભગવદ્ભાવે જોયું. આવું ઉદાહરણ અધ્યાત્મ જગતમાં જોવા મળતું નથી. પૂ. માતાજીની માંદગી પ્રસંગે પૂ. શ્રી યોગેશ્વરજીએ તેઓની શારીરિક વ્યાધિની પીડાની શાન્તિ માટે મા શ્રી સર્વેશ્વરીને જ પ્રાર્થના કરી છે ને તે પછી પૂ. માતાજીની પીડા શાન્ત થઈ જાય છે. આ હકીકત પૂ. શ્રી યોગેશ્વરજીએ 'મા સર્વેશ્વરી—એક પરિચય' પુસ્તકમાં પોતાના હસ્તાક્ષરોમાં નોંધી છે.

પૂ. શ્રી પોતે કેવા ક્રાન્તિકારી વિચારો ધરાવતા તેનું ઉદાહરણ આપતાં શ્રી ઈશ્વરભાઈએ જણાવ્યું કે અમેરિકામાં એક વક્તવ્યમાં તેઓએ કહેલું કે ભારતે રાષ્ટ્રીય ચારિત્ર્યને ઊભું કરવામાં લાગી જવાની જરૂર છે. થોડાં વર્ષો નવાં મંદિરો નહિ બાંધીએ તો ચાલશે. દેશની સુરક્ષાને સુદૃઢ બનાવો અને એવી સશસ્ત્ર સેના ઊભી કરો કે દુશ્મનો આ દેશ સામે આંખ ઊંચી કરી જોવાની હિમ્મત ન કરે.

શ્રી બાબુભાઈ વોરાએ આજની હાજરી પ્રત્યે ખુશી વ્યક્ત કરી, સમૂહ ગુરુપૂજનની ઘટનાને અસામાન્ય ગણાવી હતી. પૂ.

મા વિદેશથી જલ્દીથી પાછાં ફરે એવી ભાવના પ્રદર્શિત કરી હતી. વિશેષમાં તેઓએ ઉમેર્યું કે પૂ. શ્રી યોગેશ્વરજી ભલે સ્થૂલ સ્વરૂપે આપણી વચ્ચે ન હોય, પરંતુ તેઓ સૂક્ષ્મ સ્વરૂપે આપણી સર્વપ્રકારે સંભાળ રાખતા રહે છે તે અંગેના પોતાનો અનુભવ વર્ણવતાં જણાવ્યું કે તા. ૨૨ મીએ તેઓ પૈસાનું એક પાકીટ ભૂલી ગયેલા. પરંતુ એક મુસલમાન વેપારીએ તે હેમક્ષેમ પરત કર્યું. પૂ. ગુરુદેવની કૃપાથી જ આ બન્યું, એમ હું માનું છું.

પ્રા. શ્રી શશિકાન્તભાઈ કોન્ટ્રેક્ટરે જણાવ્યું કે ગુજરાતી સાહિત્યમાં આત્મકથાના ક્ષેત્રે ખેડાણ બહુ ઓછું થયું છે. પ્રકાશના પંથે એક વિરલ આત્મકથાનો ગ્રંથ છે, છતાં તે પ્રત્યે સાહિત્યકારોનું પૂરતું ધ્યાન ગયું નથી. આ ગ્રંથમાંથી જ્ઞાન, ભક્તિ ને કર્મયોગની [illegible] મળે તેમ છે.

પૂ. [illegible] ગુરુભક્તિ અંગે બોલતાં તેઓએ કહ્યું કે તેઓએ ગુરુને [illegible]તા ચાલતા પરબ્રહ્મ સ્વરૂપે નીહાળ્યા છે.

પૂર્વજન્મના ઉત્તમ સંસ્કાર, કે હૃદયની શુદ્ધિ વગર પવિત્રતા સંભવી શકતી નથી. પૂ. મામાં માનવના દયા, પ્રેમ, ક્ષમા જેવા ગુણો સાથે મમતા પણ ભારોભાર છે. પોતે ઘણાં પૂજ્ય ને ઉચ્ચ સ્થાન ઉપર વિરાજમાન હોવા છતાં તેઓ ખૂબ નમ્ર છે.

નાના સાધક જીજ્ઞેશે પણ પૂ. માને શુભેચ્છા ઈચ્છી નાનાં મોટાં વ્યસનોમાંથી મુક્તિ મેળવી, જીવન શુદ્ધ બનાવવા સૂચવ્યું હતું.

પૂ. માએ સમૂહ પૂજન પછી સમૂહમાં ૧૨૫ દંડવત્ પ્રણામ કર્યાં હતા. મોટાભાગના સાધકો પણ એમાં જોડાયા હતા. પૂ. માની આટલા લાંબા ઉપવાસો છતાં જે શક્તિ જણાય છે તે સહુને આશ્ચર્ય પમાડે છે.

સર્વ શુભેચ્છાઓનો પ્રત્યુત્તર વાળતાં પૂ. માએ જણાવ્યું કે અમારે મન દેશ અને વિદેશ જેવા કોઈ ભેદભાવ નથી. અમે જ્યાં પણ જઈએ ત્યાં અમારી સાધના ચાલતી રહે છે. બાકી પૂ. ગુરુ-દેવનું કામ કરવા જ તેઓની આજ્ઞા મુજબ જવાનું થયાં કરે છે.

"અમે તો તમારા હૃદયમાં પ્રવેશ કરવા માંગીએ છીએ, પરંતુ તમે સહુ તે માટે તૈયાર છો ખરા! તમારા હૃદયમાં દુન્યવી ઈચ્છાઓ ભરેલી હશે તો અમોને ત્યાં પ્રવેશ ક્યાંથી મળવાનો? બાકી તમે જ્યાં હો ત્યાં રહી અમોને યાદ કરતાં રહો. તમારા સર્વે ભાવો અમોને પહોંચે છે. તેની ખાત્રી રાખજો."

તેઓએ કહ્યું અમારું જીવન પ્રભુ ચલાવે છે. અમને સંપૂર્ણ સંભાળે છે, એટલે તો ગાયું છે કે—

"મારું જીવન ગાડુ, હાંકે હરિ,
શ્રદ્ધા ભરી, જોઈ લો જરી.

પૂ. માએ સર્વે સાધકોને વધારે ને વધારે ઈશ્વરાભિમુખ થવાની ને જીવનમાં આગળ વધવાની પ્રેરણા આપી.

પ. પૂ. શ્રી યોગેશ્વરજીના ટેપ પ્રવચનનો વિષય હતો મનના વિચારોની શુદ્ધિ તથા પવિત્રતા. ખોટા વિચારોને મનની ભૂમિકા સુધી જ મર્યાદિત રાખી—તેનો અમલ ના થવા દો. મનને સદાચારી ને શાન્ત બનાવો એટલે તે આપોઆપ સ્થિર બનશે.

સર્વે વક્તાઓની પૂ. મા માટેની શુભકામનાઓમાં નાના મોટા સહુ સાધક ભાઈબહેનોએ પોતાનો સૂર પૂરાવ્યો હતો. સહુ એ મંગલ કામનામાં સહભાગી થયાં હતાં.

પ્રારંભમાં પ્રજ્ઞાચક્ષુ શ્રી બંસીભાઈએ પરમાર્થીનું ભજન "માનવું હોય તો માનજો" એ સુરીલા કંઠે ગાયું હતું, તો શ્રી

જયશ્રીબેન વોરાએ "પ્રેમ પિયાલો મેં તો પીધો—સંતો" (૨) રજુ કર્યું હતું. ચિ. ચૈતાલી પટેલે "વંદે દેવિ શારદા'નો નૃત્ય સાથેનો અભિનય રજુ કર્યો હતો. વળી નાની ત્રણ બાળાઓએ પૂ. શ્રીના બાળપણના પ્રસંગો અભિનયથી રજુ કર્યાં હતા.

સમગ્ર કાર્યક્રમનું સંચાલન શ્રી હરિભાઇ ભોજાણીએ કર્યું હતું. આજના સમારંભમાં હાજરમાં રહેલ સર્વે સાધકોને શ્રી કસ્તુરભાઇ પટેલ તરફથી રસપૂરીનું ભોજન પીરસવામાં આવ્યું હતું.

પૂ. માના હાથે પૂજન કરેલ શ્રી યોગેશ્વર પ્રભુનાં સ્વરૂપો પણ સાધકોએ પ્રેમપૂર્વક સ્વીકાર્યાં હતાં.

સત્યપથમાં તા. ૨૨ જુનના રોજ પૂ. ગુરુદેવના નવા બનાવેલ દેવસ્થાનનાં સ્વરૂપોનુ પૂજન—કેનેડાથી આવેલ શ્રી જ્યોત્સ્નાબેન શાહ તેમ જ શ્રી દીપકભાઇ શાહ અને તેમનાં પત્ની—તેમ જ શ્રી કુમુદચંદ્ર અને તેમનાં ધર્મપત્ની પુષ્પાબેનના હસ્તે કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે પૂજનવિધિ શ્રી પંડિતજીએ (વિજય પુરોહિતે) કરાવી હતી. આ નાનકડા સમારંભમાં બસો ઉપરાંત ભાઇબહેનો ઉપસ્થિત રહ્યાં હતાં. શ્રી જ્યોત્સ્નાબેન માટે આજે વિશેષ આનંદનો વિષય હતો, કારણ આજે તેમનો જન્મદિન હતો.

આ બન્ને સમારંભોનું વિડીઓ ચિત્રણ શ્રી અજય કલોલાએ કર્યું હતું.



# ગંગાના ઘાટમાં સર્વેશ્વરી સાથમાં

જ્યોત્સ્ના ભ. ત્રિવેદી

આર્યનિવાસમાં શ્રી શ્રી મા બિરાજમાન હોય, ભીષ્મજનની ગંગા સતત એકધારા પ્રવાહે વહી જતી હોય, સહુ સાધક ભાઈબહેનોનાં હૃદય ભક્તિભાવથી હિલોળે ચઢ્યાં હોય શ્રી પૂર્ણિમાબહેનના મધુર કંઠે ઉપરોક્ત ગીત ગવાતું હોય, શ્રી પંડિતજી ઢોલક વગાડે તો ક્યારેક શ્રી બાપજી સ્વરથી તો ક્યારેક વાદ્યથી સાથ આપતા હોય અને 'ગંગાના આરે' જેવી પંક્તિઓ 'મા' પણ હર્ષથી ગાતા હોય અને એક સમૂહ સ્વરથી ધ્વનિનાં જે આંદોલનો ઉત્પન્ન થતાં હોય તેની જરા કલ્પના તો કરી જુઓ.

શ્રી શ્રી માએ નવેમ્બર માસમાં હરિદ્વાર જવાનું નક્કી કરેલું પણ દેશ અને દુનિયાના રાજકીય સંજોગોને કારણે ગંગાતટને બદલે વિશ્વામિત્રી તટે એ પ્રોગ્રામનું આયોજન કરવું પડેલું તે સર્વને વિદિત છે. પણ તે પૂર્વે શ્રી શ્રી મા જ્યારે મુંબઈ મુકામે વિદેશથી ઉતરેલાં અને શ્રી પ્રવીણાબહેનને ત્યાં સત્સંગમાં જવાનું હતું ત્યારે માએ કહ્યું, "જ્યોત્સ્ના હરિદ્વાર આવે તો જ બસમાં બેસ" માના શબ્દોની સમર્થતા વિષે મને ખૂબ શ્રદ્ધા. મેં પ્રત્યુત્તર આપ્યો મા જેવી આજ્ઞા. ઉપરોક્ત સ્વપ્નું મારું ૧૮ એપ્રિલ ૯૧ માં સાકાર થયું.

પ્રાર્થનાનું સાધન અને મા–પ્રભુનો સાથ લઈ અમે ૧૭ મીએ યાત્રા પ્રયાણ કર્યું. ૧૮ મીએ સાંજે ગંગાપ્રવાહની ઉપાસના કરતાં માએ એમનું શુદ્ધ શાંત સાત્ત્વિક પ્રસન્ન દર્શન આપ્યું. માનું

સ્વાસ્થ્ય જોઇ જરા વિક્ષુબ્ધ થવાયું પણ મા એવા બધા વિચારોને ટકવા જ ક્યાં દે? એ હાસ્યની છોળોમાં તમારું અસ્તિત્વ, સ્થળ, કાળ સહુ કંઇ ભૂલાઇ જાય. તે દિવસે રાત્રે શ્રી શ્રી માએ ગરબાનો કાર્યક્રમ રાખ્યો. સહુએ મુક્ત મને તેનો આનંદ માણ્યો. અને એ આનંદને મમરાવતાં સહુ નિદ્રાધીન થયાં.

સવાર પણ ખૂબ મઝાની હોય, પણ સવારે સહુને આઠ વાગતાં મા નિત્યકર્મથી પરવારી શ્રી શ્રી મા સાથે પ્રણામમાં જોડાવાનું હોય. બસ, ત્યારથી થોડોક અંતરાય આપી મા સાન્નિધ્યના સુમનો વહેંચવા માંડે. સવારે નવથી કદી ૧૧–૩૦ તો ૧૨ વાગ્યા સુધીએ બેઠક ચાલે. તેમાં વ્યક્તિગત પાઠ પૂજા અને સાધક ભાઇબહેનોનાં ઉદ્બોધન હોય. બપોરે શ્રી શ્રી મા ૨ થી ૩–૧૫ સુધી પોતાની વ્યક્તિગત પ્રાર્થના કરે ત્યારે સહુએ શ્રવણ-રૂપી સાન્નિધ્ય માણી પ્રભુને માની વિનંતીઓ, તો કાલાવાલા, તો ક્યારેક શ્રેષ્ઠ સમર્પણ જ વાંણીના ઉદ્ગારો સાંભળવા મળે. એ સમય દરમ્યાન મા હાથેથી કરતાલ વગાડે અને એના ધ્વનિ સાથે આપણું પણ મન એકાગ્ર થઇ જાય.

ત્યાર પછી ૪ વાગે સમૂહ સ્નાનનો કાર્યક્રમ હોય. ભાઇઓ તેમના ઘાટે. બહેનો તેમના ઘાટે. ક્યારેક શ્રી શ્રી મા દૃષ્ટિથી, તો ક્યારેક પ્રત્યક્ષ ગંગાજળથી સહુને સ્નાન કરાવે. બંને બાવની-ઓની સુરગંગા અને પ્રત્યક્ષ ગંગા એવું અદ્ભુત વાતાવરણ જામે, સહુનો એ નિર્દોષ આનંદ, એ ભક્તિભાવની મસ્તી જોઇ મા પણ ક્યારેક ઉચ્ચારે, "આનાથી વળી બીજો સ્વર્ગીય આનંદ શું?" પછી પાંચ છ વાગે સહુને બેત્રણ કલાકની છૂટ હોય. જે કરવું હોય તે કરે. બજાર જાય, હરકી પેઢી જાય કે હરિદ્વાર દર્શન

કરે. પાછાં મા દરબારમાં સહુ સાડા આઠે હાજર. દસ સાડાદસ સુધી આ બેઠક ચાલે અને 'વંદન કરું છું પ્રભુ ચરણોમાં આજે, થી સમાપ્તિ થાય', આ પછી પણ મા થોડાક યુવાન ભાઈબહેનોને તેમના કંઈ પ્રશ્નો મુંઝવતા હોય તે પૂછવાનું કહે અને એટલા સરળ સચોટ અને વાસ્તવિક વ્યવહારિક આધ્યાત્મિક ઉકેલ આપે. પણ આ બધું અમારું તો ત્રણ દિવસ ચાલ્યું ૨૧ મીએ શ્રી શ્રી માએ મૌન લીધું.

શ્રી શ્રી માએ મૌન લીધું પણ સાધક ભાઈબહેનોને એવો સુંદર કાર્યક્રમ ઘડી યોગેશ્વર લીલામૃતનું પારાયણ કરવાનો ઉપરાંત બાપજી શ્રી નારાયણભાઈ જેવા સર્વનાં ઉદ્બોધનો ધૂન સંકીર્તન ખૂબ સુંદર કાર્યક્રમ ગોઠવી આપ્યો કે મા જ્યારે પ્રભુની સતત સંગતિમાં હોય ત્યારે સહુ સાધકો આળસમાં સમય ન વિતાવે. મા એકદમ ઉદાર યોગી છે. એમનું સાધન ભજન એકલપેટું નથી. કરે અને કરાવે, વાંચે વંચાવે, ભજે અને ભજાવે. આળસ અને બીજી અનેક મનુષ્ય સ્વભાવની નબળાઈઓને જાણે પિછાણે અને ઊંઘ આહાર, તરસ પર સહજ રીતે સંયમ કેમ કેળવાય તે શીખવાડે, દેહાધ્યાસ ભૂલાવી, પ્રભુધ્યાન વધારે અને આમાં સર્વ સાધક ભાઈબહેનો નિયમિતતાપૂર્વક અને વફાદારીપૂર્વક સાથ પુરાવે. શ્રી બાપજી અને પંડિતજીએ ઘડિયાળ કાંટે કાર્યક્રમ ચલાવ્યો અને અદ્ભુત સેવા શ્રી પૂર્ણિમાબહેનના કંઠે આપી. યોગેશ્વર લીલામૃતનું તેમના મધુર ભાવવાહી કંઠે ખૂબ સુંદર કામ કર્યું. દિવસમાં ત્રણ ત્રણ કલાક તોપ્રભુનાં ચરિત્રનું ગાન કરે પણ પાછા જાણે પરિતૃપ્ત ન થયાં હોય તેમ ખૂબ ભાવવાહી ધૂનો પણ ગવડાવે અને ખૂબ મસ્ત બની જાય. એ કંઠ પણ મા–પ્રભુની કૃપાથી આઠ આઠ દિવસ ખૂબ મધુર રીતે થાક્યા વગર ચાલ્યો

તેની લયબદ્ધતા જાણે એકવાર ભૂલાવામાં નાંખી શ્રી શ્રી મા તો નથી ગાતાં શું? એવી અનુભૂતિ કરાવે.

૨૮ મીએ શ્રી શ્રી માનું મૌન પૂર્ણ થવાનું. ૨૭ મીની સાંજથી જ સહુ સવારે નવ વાગવાની પ્રતીક્ષા કરવા લાગ્યાં. ૨૭ મીએ રાત્રે સહુ યુવાન સાધક ભાઈબહેનોએ ભારે પરિશ્રમ કરી રૂમ શણગાર્યો. ઈષ્ટ પ્રત્યેનો ભક્તિભાવ વ્યક્ત કર્યો. માનું મૌન માને માટે ખૂબ લાભદાયી ઈચ્છનીય ભલે કંઈ પણ હોય પણ આપણે માટે તો એ એક વસમો અનુભવ જરૂર છે. મા બે ડગલાં દૂર કે એક દિવાલના અંતરે હોય છતાં ના બોલે, ના ચાલે, ના દર્શન દે, ન હાસ્યની છોળો ઉડે. બધું જાણે શુષ્કવત્. શે સહન થાય? આપણે એમના જેવા યોગી થોડા છીએ! માને તો બહાર આવવા પોતાની જાતને તૈયાર કરવી પડી, મારાં જેવાને તો નવ ક્યારે વાગે તેની પ્રતીક્ષા હોય.

છેવટે સહુની પ્રતીક્ષાનો અંત આવે છે. શ્રી શ્રી મા મૌન મંદિરના દ્વાર ખોલી બહાર આવે છે. ખૂબ શાંત અને ધીર ગંભીર. દર્શનની એવી આતુરતા હતી કે પ્રથમ દૃષ્ટિપાત ક્યાં કોના પર! એ નયનો જાણે કંઈક નવીનતમ પામેલાં નયનો કેવું વરસશે તેની પ્રતીક્ષા હતી. શ્રી શ્રી મા શ્રી રમેશભાઈ, મંજુબ્હેન ભાવસાર, શ્રી મહાલતાબહેન, શ્રી નીલાબહેન ભટ્ટ, શ્રી પૂર્ણિમા બહેનનો આભાર માને છે અને ચિ. ભાઈ ચિંતન, ચિ. મનીષ, ચિ. જિજ્ઞેશ, ભાઈ શ્રી સ્વામીનારાયણ, કંચનભાઈ અને તેમના બાળકો અને અજય કલોલાના સપરિવાર આગમન માટે આનંદ વ્યક્ત કરે છે.

મૌન દરમ્યાન રચેલી સુંદર રચના ગંગા તારા નીરને... ગાય છે. ઉપરાંત શંકરાચાર્યની સ્તુતિ ગંગામાનીનું ગેય ભાષાંતર રજુ કરે છે. સહુને નાની માળા આપે છે.

સાંજે ગરબાનો કાર્યક્રમ રાખે છે. પ્રશ્નોત્તરીના કાર્યક્રમ પછી થોડીવાર પૂનમ છે. શાંતિ છે ગંગા છે. માટે ધ્યાનમાં બેસાડે છે ખૂબ સુંદર લાગે છે. શાંતિ અને સાત્ત્વિકતા અને સૌંદર્યનો ત્રિવેણી સંગમ થાય છે.

૨૯ મીનો દિવસ નિત્યક્રમ પ્રમાણે જ થાય છે. ૩૦ મીએ કેટલાક સાધકો શ્રી શ્રી માની આજ્ઞા લઇ મસૂરી જાય છે. ત્યાં મહાત્મા યોગેશ્વરજી સંચાલિત સરસ્વતી શિશુમંદિરની મુલાકાત લઇ શ્રી રાજુભાઇ શાહે આપેલા વાસણનો સેટ શાળાના બાળકોને એમના જ પરિવારના શ્રીમતિ વિમળાબહેન સુરેશભાઇ શાહના હાથે વિતરણ થાય છે. બાળકોનો સંતોષ અને આનંદ. તેમને પરીક્ષાના ભારેખમપણામાંથી મસ્તીની મોજમાં ડૂબાડે છે. ત્યાંથી થોડા ભાઇબહેનો રોપવે જઇ મસૂરીનું સૌંદર્ય માણે છે. તો કેટલાક બજારની મોજ માણે છે. પછી સહુ ડેમ્પટીફોલ જાય છે. ડીઅર પાર્ક દહેરાદૂનમાં સહસ્રધારા સહુ દર્શનીય સ્થળો માણી મા–પ્રભુની કૃપાથી સહુસહી સલામત પાછા માના ખોળે આવી જાય છે.

બીજા દિવસે સહુ ચંદ્રવદની જાય છે ત્યારે શ્રી શ્રી મા શરીરે અસ્વસ્થ છે. એ અસ્વસ્થતા વચ્ચે પણ પ્રભુ સાથેનું તાદાત્મ્ય જાળવી રાખે છે. ભક્તોને દર્શન આપે છે તો વળી ચૈતાલી જેવા બાળભક્ત સાથે મૈત્રી ગાઢ બનાવે છે.

૨ જી મેએ મા ખૂબ અસ્વસ્થતા વચ્ચે પણ ભક્તોને દર્શન આપે છે. પાઠ કરે છે. રાત્રે ૮ થી ૧૨–૩૦ ધૂનનો કાર્યક્રમ રાખી પ્રભુનો વિશિષ્ટ રીતે આભાર માને છે.

૩ જી મેએ મા ગંગાકિનારાના વસવાટ દરમ્યાન શાસ્ત્રીય

દશવિધ સ્નાન કરે છે. કેટલાક સાધકો પાસે પણ કરાવે છે. ૪ થી એ મા શ્રી અમદાવાદ પ્રયાણ કરે છે.

આ નિવાસ ખૂબ સુખદ રહ્યો. શ્રી શ્રી માએ સાધકોને બની શકે તેટલું સાન્નિધ્ય આપ્યું પણ સાથે સાથે તેમને જીવનઘડતરના અનેક પાઠો શીખવ્યા. સતત જાગૃતિ, નાની શી ભૂલની પણ અવગણના નહીં. ઉઠવામાં, ચાલવામાં, બોલવામાં, બેસવામાં કેમ જાગૃતિ રાખવી. તો પ્રત્યેકનો આદર, ઋણાનુરાગિતા તો સાથે હળવાશ રચનાત્મકતા સર્વે વસ્તુ બહુ કાળજીપૂર્વક અને મમત્વ અને પ્રેમથી શીખવી.

ગંગા કિનારે આળસ ત્યજી નવા સંકલ્પો કરવાની, તો અનુષ્ઠાનો કરવાની, તો ક્ષણે ક્ષણનો ઉપયોગ કરવાની સાથે સંસારની ઝંઝટ સહજ રીતે છોડવાની શીખ આપી. શિસ્તપ્રિયતા સાથે સમયપાલનનો પણ આગ્રહ રાખ્યો. નાની શી વાત પણ માની બાજ નજરની બહાર ન રહે.

એક સમય માટે આ બધું જોઈ પૂર્વના આશ્રમનું ઋષિ-જીવન યાદ આવે અને સાથે સાથે આ જગદંબાએ કાચા કાંતી કાંતી કરેલું ઘડતર અવ્યર્થ નહીં જ જાય એવી શ્રદ્ધા છે. બાળભક્તોનાં જીવનમાં આ પ્રેમ શ્રદ્ધાભક્તિનાં બી ફૂલી ફાલી વટવૃક્ષ બની રહે તેવી પ્રાર્થના.

આપણે સહુ રોજિંદા જીવનમાં પણ આર્યનિવાસનો એ સહવાસ યાદ રાખી જીવનનું નવીનતમ ઘડતર કરીએ એ જ આજ નિવાસીય સત્સંગ અને સાન્નિધ્યતાની સાર્થકતા.



# રામકથા

( ગતાંકથી ચાલુ) યોગેશ્વરજી

(શ્રી યોગેશ્વરજીની સિદ્ધ કલમે આલેખાયેલ રામકથાં)

'તો પછી ચિંતા અથવા પીડાનું કારણ જ ક્યાં છે? તારી ચિંતાથી વળશે પણ શું? ઉલટું તારું શરીર બગડશે.' ઊર્મિલા આગળ બોલવાને બદલે શાંત રહી. એ નિષ્કામ તરફ જોઈ રહી. આ યુવાન હજુ પણ એને નથી ભૂલતો કે નથી છોડતો અને કોઈ ને કોઈ બહાને એને મળ્યા કરે છે. પોતે એને ના પાડી છે છતાં પણ એ આવ્યા વિના નથી રહેતો. કેટલો વિચિત્ર છે આ યુવાન!

એણે એને કહ્યું 'મારું શરીર તો બગડશે કે સુધરશે પણ તારું શરીર તો આ વખતે સુધર્યું છે. પેલે વખતે તને જોયો ત્યારે તું નબળો હતો. સુખમાં શરીર સારું થાય છે ને દુ:ખમાં દૂબળું બને છે એવી લોકોકિત જો સાચી હોય તો તું સુખમાં પડયો હોવો જોઈએ.' નિષ્કામ હસ્યો ને બોલ્યો. 'મારું જીવન બદલાયું એટલે શરીર પણ બદલાય કે ભરાય ને? મન અથવા જીવનની અસર શરીર પર પડે જ.'

'જીવન બદલાયું!' ઊર્મિલાએ આશ્ચર્યોદ્‌ગાર કાઢ્યો. 'મને કાંઈ સમજ ના પડી.' 'કેમ? મારું જીવન ના બદલાય? મારું લગ્ન થયું છે.' 'લગ્ન થઈ ગયું?' 'હા' 'ક્યારે?' 'તાજેતરમાં જ. તું ના પાડે એટલે હું કાંઈ અનંત કાળ લગી બેસી રહું? મારે મારો વિચાર તો કરવો જોઈએ ને? મારા પિતાજીનો આગ્રહ ખૂબ હતો. એને પણ ક્યાં સુધી પાછો ઠેલ્યા કરું?

ઊર્મિલાએ કહ્યું, 'તારા લગ્નના સમાચાર સાંભળીને ખૂબ જ આનંદ થયો. તારે મને તારા લગ્નની ખબર તો મોકલવી'તી!' 'ખબરૂ શું મોકલું? મારું લગ્ન કાંઈ તારા લગ્નની જેમ ધામધૂમથી થોડું જ થવાનું હતું? તું તો

રાજપુત્રી એટલે તારું લગ્ન તો મહારાજા જનકે કેટલા બધા ઠાઠમાઠથી કરેલું? મારું લગ્ન કાંઇ એટલું બધું આનંદજનક થોડું જ હતું? એ તો કરવા ખાતર કરવાનું હતું. છતાં પણ મારું મન તારામાં હોવાથી આજે તને એ સમાચાર આપવા માટે જ આવેલો. રાજકાર્ય તો એ માટેના માત્ર નિમિત્તરૂપ જ હતું.'

'તારું લગ્ન કોની સાથે થયું?' 'સેનાધ્યક્ષ કુલ પુરોહિતની કન્યા માતંગી સાથે.' 'માતંગી સાથે?' 'હા' 'તો તો તું ઘણો જ ભાગ્યશાળી કહેવાય' 'કેમ?' 'કેમ કે માતંગી તો ઘણી સુંદર ને ગુણિયલ છે. એને મેં ઘણા વખત પહેલાં જોયેલી છતાં આજે પણ નથી ભૂલી શકી. એ તને સુખી કરશે.'

નિષ્કામે જરાક ગંભીરતા તથા નીરસતાપૂર્વક કહ્યું. 'તારો આશીર્વાદ માથે ચઢાવું છું. તારી ભાવના અથવા શુભેચ્છા ફળે એમ ઇચ્છું છું. પરંતુ માતંગી સાથેનું મારું લગ્ન તારા કહેવા પ્રમાણે મારા સૌભાગ્યની નિશાનીરૂપ છે એવું હું નથી માનતો.' 'કારણ?' 'કારણ તું સહેલાઇથી સમજી શકે છે.' 'આવી સુંદર અને સુયોગ્ય છોકરી મળવા છતાં પણ તારા મનમાં અસંતોષ પેદા થાય છે!'

'માતંગી સુંદર અને સુયોગ્ય છે તે બરાબર, પરંતુ તારા જેટલી સુંદર અને સુયોગ્ય તો નથી જ. એટલે એને મેળવીને મારી જાતને ધન્ય માનવા જેવું કશું જ નથી. તને મેળવવાની મારી ઇચ્છા પૂરી થઇ હોત તો મારી જાતને જરૂર ધન્ય માનત અને એને મારા જીવનનું સૌથી મોટું ને મૂલ્યવાન સૌભાગ્ય ગણત.'

નિષ્કામે નિશ્વાસ નાખ્યો ને કહ્યું, 'પરંતુ એ વખત તો હવે વીતી ગયો.' ઊર્મિલાએ કહ્યું 'તું આવા વિચારો અને ભાવો ક્યાં સુધી સેવ્યા કરીશ?' 'એ કાંઇ સેવ્યા નથી સેવાતા. એ તો સ્વાભાવિક રીતે જ તેમ જ પ્રેમના પરિણામરૂપે પેદા થતા હોય છે. મારા અંતરાત્માનો વિચાર કર તો તું મને સહેલાઇથી, સારી રીતે અને સહાનુભૂતિપૂર્વક સમજી શકીશ. પહેલાં એ

વિચારો ને ભાવો મને ખૂબ ખૂબ સતાવતા ને દુઃખ દેતા, પરંતુ હવે મેં એમને થોડાક હળવા કર્યાં છે.'

'કેવી રીતે?' 'તે તને પછીથી કહી બતાવીશ. પરંતુ તું એટલી ખાતરી રાખજે કે હું તને કદી પણ નથી ભૂલી શકવાનો. મારા દિલમાં તારે માટે જે પ્રેમ છે તે કદી પણ નથી ખૂટવાનો કે નથી મટવાનો. એ પ્રેમ અનંતકાળ લગી અમર રહેશે. ફક્ત તેના સ્વરૂપને મેં બદલવાનો નિર્ણય કર્યો છે. તે માટે થોડોક પ્રયાસ પણ કર્યો છે.'

'એટલે? હું કાંઈ સમજી નહિ.' 'એમાં ના સમજાય એવું કશું જ નથી. મારા તારા પ્રત્યેના ભાવમાં મારા લગ્ન પછી હવે થોડો ફેર પડયો છે.' 'કેવી જાતનો ફેર પડયો છે?'

'મારા હૃદયમાં તારે માટે જે વિકારી ભાવ હતો તેને લીધે હું તને કામુક દૃષ્ટિથી જોયા કરતો. એ સિવાયની બીજી કોઈ દૃષ્ટિ જાણે કે મારી પાસે હતી જ નહિ. હું ભૂલી ગયેલો કે તારું લક્ષ્મણ સાથે વિધિપૂર્વક લગ્ન થયું છે. એટલે મારે તારી પ્રત્યે કોઈ જાતની વિકારી દૃષ્ટિ ના રાખવી જોઈએ. હવે મને એ વાત સમજાઈ ચૂકી છે. એટલે મારી ભાવના પણ બદલાઈ છે. મને મારા પહેલાંના વર્તનને પ્રત્યે જીવનના છેલ્લા શ્વાસ સુધી ભગિનીભાવ ધારણ કરીશ ને તને ભગિની માનીશ.'

'નિષ્કામ આ તું શું બોલી રહ્યો છે?' ઊર્મિલાએ આશ્ચર્ય વ્યક્ત કર્યું. હું જે કહું છું તે સાચું જ કહી રહ્યો છું.' નિષ્કામ બોલ્યો. 'મારા શબ્દો ઉપર ઉપરના નહિ પરંતુ અંતરના છે.'

'તો તો અતિશય પ્રસન્ન થવા જેવું છે. તું એવા વિશુદ્ધ ભાવને ધારણ કરે એવી મારી લાંબા વખતની ઈચ્છા હતી. એ ઈચ્છા પૂરી થઈ એ જોઈને મને આનંદ થાય છે. હવે તું સાચા અર્થમાં પુરોહિત પુત્ર બની શક્યો. તારા દૃષ્ટિ પરિવર્તનને માટે તને ધન્યવાદ આપું છું.'

( ક્રમશઃ )

# પોતાની ઓળખ એ જ સાચું જ્ઞાન

યોગેશ્વરજી

આત્મા કે પરમાત્મા વિષેનું જે જ્ઞાન છે તે જ સાચું જ્ઞાન છે. વરસોવરસ હજારો વિદ્યાર્થીઓ સ્કૂલો ને કોલેજોમાં દાખલ થાય છે, ભણે છે, તો બીજા હજારો કોલેજમાંથી ભણતર પૂરું કરીને બહાર આવે છે. એ બધા વિદ્યાર્થીઓ જુદા જુદા વિષયોનું શિક્ષણ મેળવે છે, પણ જે તેમની પાસે છે, તદ્દન પાસે છે તે આત્મા કે પરમાત્માનું શિક્ષણ મેળવતા નથી, પરિણામ એ આવે છે કે બહારની દુનિયાની માહિતી મેળવી ચૂકેલો માણસ પોતાની અંદરની દુનિયાંથી છેક અજાણ રહે છે. કોઇ માણસ સંસારની બધી વિદ્યા ને સઘળી કળાઓમાં પારંગત થઇ ચૂક્યો હોય, પણ પોતાની જાતને જાણી લેવાની કળામાં કુશળ હોય નહિ તો તેની કળાકુશળતા અધૂરી છે. એ કળાની કુશળતા કોઇ સ્કૂલ, કોલેજ કે વિશ્વવિદ્યાલયમાં નહિ મળી શકે. માટે તો મોટે ભાગે માણસે પોતે જ મહેનત કરવી પડશે. જીવન આખું એક પાઠશાળા છે. આ સંસાર પણ એક મહાન યુનિવર્સીટી છે. જ્ઞાન મેળવવાની સાધના એમ ચાલું જ રહેવી જોઇએ. પોતાની જાતને ઓળખવાની કળામાં માણસે આગળ ને આગળ વધવું જ જોઇએ ત્યારે તેને શાન્તિ મળી શકે, ને ત્યારે જ તેનું મસ્તક ગૌરવથી ઊંચું રહી શકે. જ્ઞાન મેળવવાની તેની તરસ પણ ત્યારે જ મટી શકે. તે વિના તે યુનિવર્સીટીનું ગમે તેટલું જ્ઞાન મેળવે તો પણ તેની અશાંતિ ટળવાની નથી.

# મનને વશ કરવાનું કામ સહેલું છે

મનને વશ કરવાનું કામ અઘરું છે એમ માનીને અત્યારથી જ હિંમત હારીને, ઢીલા પગ કરીને બેસી ના જતા. મન કોઈ બહારની વસ્તુ નથી તે તો તમારી અંદર-ની વસ્તુ છે. બહારની વસ્તુઓ પર અધિકાર જમાવવા તમે સફળ થાવ છો તો મન પર અધિકાર કેમ ના કરી શકો? ધારો તો જરૂર કરી શકો. તેમાં મુશ્કેલ જેવું કાંઈ જ નથી. તે તો સહેલું કામ છે. સહેલા કામને મુશ્કેલ માની પહેલેથી જ નિરાશ ને હતોત્સાહ થઈને બેસી ના જતા.

સાધકે પહેલેથી જ નિરાશ થઈ જવાનું નથી, ને કોઈ પરમાર્થના પંથનો પ્રવાસી સાધક નિરાશ થાય તેવી માહિતી પણ આપવાની નથી. પોતાનો ને બીજાનો ઉત્સાહ વધારવાનો છે. એમાં ખોટું કાંઈ જ નથી. જો ધારો તો મનને સહેલાઈથી વશ કરી શકો છો, ને આજ સુધી કેટલાય માણસોએ મેળવ્યો તેવો પરમાત્મદર્શન સાધનાનો આનંદ તમે પણ મેળવી શકો છો. મનમાં દૃઢ નિશ્ચય કરો. તેનો અમલ કરવા પુરુષાર્થ કરો, પડો ત્યાંથી ફરીવાર ઊભા થઈને આગળ વધવાનું શરુ કરો ને ભૂલો ત્યાંથી ફરીવાર ગણવાનું શરૂ કરો, એ રીતે મનને વશ કરવાના કામમાં જરૂર સફળ થશો. મનોબળને મજબૂત કરીને માણસે શું શું નથી કર્યું? તમે પણ તેવું મનોબળ તૈયાર કરો એટલે ધારેલું કામ કરી શકશો.

યોગેશ્વરજી

# ચંચલ, પ્રમાદી કે વિષય લોલુપ મનને ન જીતી શકાય

તમારામાંના કેટલાક બોલી ઉઠશે કે શું સમદર્શી થવાનું કામ સહેલું છે? કામ, ક્રોધ ને લોભના લશ્કરને જીતીને વશ કરવાનું શું સહેલું છે? યોગની સાધનામાં મનને લગાડવાનું કામ તો ખૂબ કપરું છે. આ મનની દશા તો જુઓ, માતેલા સાંઢના જેવું મન આમ તેમ ભટક્યા કરે છે. તે કેમે કર્યું કબજામાં રહેતું નથી. વાવાઝોડું કેટલું ભયંકર હોય છે! તેને વશ કરવાનું કામ સહેલું છે કે? મનને વશ કરવાનું ને ધ્યાન ધારણા જેવી સાધનામાં લગાડવાનું કામ પણ તેવું જ મુશ્કેલ છે.

સંસારની શરૂઆતથી જ મનને કાબૂ કરવાનો પ્રયાસ માનવે જ્યારથી શરુ કર્યો ત્યારથી, તેવા પ્રયાસની મુશ્કેલીની માનવને ખાત્રી થઇ છે. પણ તેવી મુંઝવણથી કાંઇ હિંમત હાર્યે ચાલશે કે? માતેલા સાંઢને વશ કરવામાં જેમ બળ ને કળ બંનેની જરૂર પડે છે, તેમ બળ ને કળથી મનને વશ કરવાનો પુરુષાર્થ કરો તો કામ સહેલું થઇ જશે. આ સંસારમાં અસંભવ જેવી વસ્તુ કોઇ જ નથી. પ્રયાસ કરવાથી બધી વસ્તુ સિદ્ધ થઇ શકે છે. સાથે સાથે એ સાચું કે પામર માણસો મનને વશ કરવાની સાધનામાં કદી પણ સફળ થઇ શકે નહિ.

યોગેશ્વરજી

પ્રાપ્તિસ્થાન:—પ્લોટ નં. ૧૯૮૮ બી. સરદારનગર, ભાવનગર—૧.
રાધેશ્યામ પ્રિ. પ્રેસ, હરિયાળા પ્લોટ, બોરડીગેટ, ભાવનગર—૧.